# ચતુર સુંદર

## સ્ત્રી વિલાસ.

### મનહર રસીક ગરબાવળી.

એકથી ચોવીસ ભાગ.

ઘણા સુધારા તથા વધારા સાથે.

સંશોધન કરી છપાવી પ્રસિદ્ધ કરનાર.

**મંગળદાસ મોતીરામ શાહ બુકસેલર.**

રીચીરોડ—અમદાવાદ.

આવૃત્તિ ૫ મી. પ્રત ૪૦૦૦.

સને ૧૯૨૫ સંવત ૧૯૮૧.



નહર પ્રીન્ટીંગ પ્રેસમાં મોતીલાલ ગણપતરામે છાપી

પાનકોરનાકા—અમદાવાદ

**કીમત રૂ. ૦—૧૨—૦**

# ચતુર સુંદર

## સ્ત્રી વિલાસ.

### મનહર રસીક ગરબાવળી.

એકથી ચોવીસ ભાગ.

ઘણા સુધારા તથા વધારા સાથે.

સંશોધન કરી છપાવી પ્રસિદ્ધ કરનાર.

**મંગળદાસ જેઇતારામ શાહ બુકસેલર.**

રીચીરોડ—અમદાવાદ.

આવૃત્તિ ૫ મી. પ્રત ૪૦૦૦.

સને ૧૯૨૫. સંવત ૧૯૮૧.



ધી મનહર પ્રીન્ટીંગ પ્રેસમાં મોતીલાલ ગણપતરામે છાપી

પાનકોરનાકા—અમદાવાદ

**કીંમત રૂ. ૦—૧૨—૦**

# અનુક્રમણિકા.

## ભાગ ૧ લો.



## ભાગ બીજો.



## ભાગ ત્રીજો.



## ભાગ ૪ થો.

## ભાગ ૫ મો.



## ભાગ ૬ ઠો.



## ભાગ ૭ મો.

## ભાગ ૮ મો.



## ભાગ ૯ મો.

## ભાગ ૧૦ મો.

## ભાગ ૧૧ મો.



## ભાગ ૧૨ મો.

## ભાગ ૧૩ મો.



## ભાગ ૧૪ મો.

## ભાગ ૧૫ મો.

## ભાગ ૧૬ મો.



## ભાગ ૧૮ મો.

## ભાગ ૧૯ મો.

## લગ્નમાં ગાવાનાં ગીતો.



## ભાગ ૨૦ મો.

 



## ભાગ ૨૧ મો.

## ભાગ ૨૨ મો.



## ભાગ ૨૩ મો.



## ભાગ ૨૪ મો.

# ચતુર સુંદર સ્ત્રી વિલાસ.

## રસિક ગરબા સંગ્રહ.

### ભાગ ૧ લો.

શ્રી ગણેશાય નમઃ શ્રી શારદાએ નમઃ શ્રી ગુરૂભ્યો નમઃ
શ્રી નાથજી સત્ય છે.

### (૧) શ્રી નાથજીના મહિના.

કારતક માસેરે કહાનજી, મુકી ચાલ્યા પરદેશ
હું છું નારીરે નાનડી જોબન બાળેરે વેશ.
ગોકુળ આવો શ્રી નાથજી. ગો૦ ૧

માગશર માસેરે માવજી, વશીયા સામીરે તેડ;
પિંજર લાગ્યાં ઝુરવા, આંખે આંસુડાની રેલ. ગો૦ ૨

પોષ માસેરે દેહડી, તોય સ્નેહ ન વિસરાય.
આડો હીમાળો ઉલટગો, તેથી કંપેરે કાય. ગો૦ ૩

મહા માસેરે સેજડી, બીજી વેરણુ રાત,
પેઉજી માસેરે ઘેર નહિ, કેમ જાય દિવસ મહારાજ ગો૦ ૪
ફાગણે ફુલ્યોરે ફુલડે, ફુલ્યાં કેસર કેરાં ઝાડ;
તેનાં છંટાવું છાંટણાં, ઉડે અંબીલગુલાલ. ગો૦ ૫

ચૈતર ચંપોરે મોરીઓ, મોરી અરાડે ભાર;
માલણ લાવેરે મોગરા, કાચી કળીયોનો હાર. ગો૦ ૬
વૈશાખેરે વન વેડીયાં, વેડી આંબલીયાની સાખ;
રસ ઘોળાવુંરે વાટકી, જમીએ હોની સંગાથ. ગો૦ ૭
જેઠે જાણ્યુંરે આવશે, ના આવ્યા શ્યામશરીર;
બપૈયારે પીઉપીઉ કરે, મારે હૈયે નવ રહે ધીર ગો૦ ૮
અષાડેરે ઘન ઉલટયો, માથે ચડયોરે ઘનઘોર
વીજલડીરે ચમકા કરે, બોલે મધુરા શા મોર. ગો૦ ૯
શ્રાવણ વરસ્યોરે સરવડે, નદીએ નીર અપાર;
કોયલડીરે ટઉકા કરે, બેસી આંબલીયાની ડાળ. ગો૦ ૧૦
ભાદરવો ભલે ગાજીયો, વરસે મુશળધાર;
પિયુજી મારા મધુપુરમાં સાલે સોકલડી અપાર. ગો૦ ૧૧
આસો માસે દીવાલડી, આવ્યા શામ શરીર
થાળ ભરૂરે સગ મોતીડે, વધાવું સુભદ્રાના વીર ગો૦ ૧૨
બારે માસ પુરા થયા કહે છે કવિરે કરજોડ,
થાય તેનારે પુરજો, કોડ શ્રી રણછોડ. ગો૦ ૧૩

## (૨) જીવણ પ્રાણના મહિના.

રથ આવ્યા અક્રુરના. નંદ બરબાર;
શબ્દ ભરે છે સુંદરી વળી જુએ છે વાટ,
રથ જોડીને રાઘવ ચાલ્યારે, મથુરાંના તે મારગ ઝાલ્યારે
વ્હાલો ડોકવાળી જુએરે નેણ ભરીને રાધીકા રૂએરે;
મારા બાળા તે પણના બેલીરે, શું જાઓ છો માયા મેલીરે;
જીવન પ્રાણ છો આલાસલ છો.

કાર્તક મહીને કંથ સિધાવ્યા, રહી ન શકે નારી;
અંતરજામી નથી અજાણ્યા હંસ ઉડયા રહી હારી;
મેં તો શંભુજીની સેવા ન કીધીરે, મેલી થાપણ ઓળવી લીધીરે
જીવન પ્રાણ છો આત્મા રામ છો.
માગશર મહીને મેલી ગયા, જઇ બેઠા જગદીશ;
કોઇ સંદેશો લાવો શ્યામનો તેને ચરણ નમાવું શીશ.
તેને ચરણે નમાવું શીશરે. કોઇ દેખાડો જગદીશરે,
હું બનાવું રસોઇ બત્રીશરે, જીવન પ્રાણ છો આત્મારામ છો. ૨
પોષ મહીનાની પ્રીતડી, જોબનની જંજાળ.
જમણા હતાં તે જમી ગયા, ઠાલા મેલ્યા થાળ,
હરીએ ઠાલા મેલ્યા થાળરે, એવી જોબન તણી જંજાળરે;
બાઇઓ સુખે ભજો શ્રી ગોપાળરે, જીવન પ્રાણ છો આત્મારામ ૩
મહા મહીનાની ટાઢડી અતિ રાતે અંધકાર,
આચનલોચન વહી ગયા, હરીને માથે બંધાવું પાઘ
મહા વિરહની તે વેદના થાયરે, હું થી એકલડી ન રહેવાયરે
મારી થર થર કંપે કાયરે, જીવન પ્રાણ છો આત્મારામ છો. ૪
ફાગણ ફુલ્યો ફુલડે રમતા માધવરાય;
આ શું ભુલી સુંદરી હરી તજી ગયા જમણી બાંહ્યરે
વહાલે સોળસે ગોપીયો માંહ્યરે કાનુડાને કાંઇ ના કહેવાયરે;
વહાલો મુકી ગયા વનમાંયરે જીવન પ્રાણ છો આત્મારામ છો. ૫
ચૈતર ચંપો મોરીયો પીપળ આવ્યા પાન;
નાવ્યો નાગર નાવલો મને તેનું લાગ્યું છે તાનરે.
મને તેનું લાગ્યું છે તાનરે, મને હરી ભજ્યાની હામરે;
કોઇ દેખાડો શ્રી રામરે, જીવન પ્રાણ આત્મારામ છો.

વઇશાખે વાયા વાવલા મુખથી ઉડયું નુર;<br>
તાપ તપે તનડુ તપે અને હરી મેલી ગયા છે દુર રે.<br>
એવો આવ્યો છે માથે ઉનાળોરે, એવો કપટી કાનુડો કાળોરે;<br>
મને મુકી ગયો મોરલી વાળોરે જીવણ પ્રાણ છો આત્મા. ૭

જેઠે જાણ્યું આવશે વેગે વીઠલ રાય;<br>
ચંદન ઘોળુ વાડકે, વિંજણે ઢોળુ વાય;<br>
હરીને વિંઝણે ઢોળુ વાયરે, મારી ઘડી પલક જુગ જાયરે;<br>
મારા કાળજામાં કાંઇ કાંઇ થાયરે, જીવન પ્રાણ છો આત્મા. ૮

અષાડ ચમકે વીજળી, ઘન ગરજે ઘનઘોર.<br>
આંસુડે ભીંજાય ચુંદડી, મીઠડા બોલે મોર;<br>
એવા મીઠડા બોલે મોરરે, કરે બપઇયાં કલોલરે;<br>
મારૂં જાગે જોબનનું જોરરે, જીવન પ્રાણ છો આત્મા: ૯

શ્રાવણ વરસે સરવડે નાહવું નિરમળ નીર,<br>
પહેરયાં પીતાબર પોતીયાં, ઓઢણ આછાં ચીર;<br>
હરી ઓઢણ આછાં ચીરરે, આપણ નાહતાં જમના તીરરે:<br>
એવી રીતે ઠર્યાં શરીરરે, જીવનપ્રાણ છો આત્મારામ છો ૧૦

ભાદરવો ભલો ગાજીયો, પણ ના આવ્યા બળવીર;<br>
ચીર હતાં તે હરી ગયાં, મારૂં શાને ઢાંકું શરીરરે;<br>
મ્હારી પહોંચે નજર ન નાંખીરે, વ્હાલે ભરવાડની ગત રાખીરે.<br>
શામળીએ ન જોયું સાંખીરે જીવણપ્રાણછો આત્મારામ. ૧૧

આસો માસ ભલો આવીયો, સૌને પુરી આશ;<br>
તોરણ બાંધ્યાં ટોડલે, એમ ગાય હારજન દાસરે,<br>
ઘેરઘેર મંગળ ગાયરે, ત્યા થેઇથેઇકાર થાયરે,<br>
આતાવકતાનાં સંકટ જાયરે, જીવન પ્રાણ છો, આત્મારામ છો. ૧૨

## રસીઆજીના મહીના.

### ગરબી.

શ્રી ગુરૂદેવ વલભને ચરણે લાગુરે રસીયાજી,
તેર માસ હરિ ગુણ ગાવા મન લાગ્યુ હો રંગ રસીયાયજી. ૧
કારતક માસે કેમ ગયા છો રુઠીરે રસીયાજી;
પ્રાણજીવન પ્રભુ શી વાતો હું ચુકી હો રંગ રસીયાજી. ૨
ચુકી તોપણ દાસી હોય સમાવોરે રસીયાજી;
મારા સમજો મનમાં કાંઇ લાવો હો રંગ રસીયાજી, ૩
અબળા જન અમો અવગુણ કેરી ખાણરે રસીયાજી;
તોપણ નાથ નિભાવો ઝાલો પ્રાણ હો રંગ રસીયાજી. ૪
જેવી તેવી કિંકરી કહાવું તમારીરે રસીયાજી;
દાસ દયાના પ્રિતમ લ્યો શુધ મારી હો રંગ રસીયાજી. ૫
માગશર માસે મળવા મન અકળાયરે રસીયાજી;
પ્રીત તણી પીડા કંઇએ ન કહેવાય હો રંગ રસીયાજી. ૬
બીડ્યું સીડ્યું પણ અંતર ભડકે લાગેરે રસીયાજી;
કાળજુ છેદી કંદ્રપના શર વાગે હો રંગ રસીયાજી. ૭
વિરહ વિકળ થઇ કળ ન પડે નિશદીનરે રસીયાજી;
તાલાવેલી લાગી માહારે તન હો રંગ રસીયાજી. ૮
દુખ દાવાનળ પ્રગટ્યો કેમ સહેવાયરે રસીયાજી;
ધીરજ રાખુ પણ કહાં લગી રહેવાય હો રંગ રસીયાજી. ૯
નીશ્ચે પ્રાણ જશે તલપી હવે મારોરે રસીયાજી;
દાસ દયાના પ્રિતમ પ્રાણ બચાવો હો રંગ રસીયાજી. ૧૦
પોસ માસે શેષ ફેટથી મુકયારે રસીયાજી;
અબળાના આધાર અવસર ચુકયા હો રંગ રસીયાજી. ૧૧

ઘણું શું કહીએ સમજી લેજોરે રસીયાજી,
વિજોગ પામે અવર દંડ ઝંઝા દેજો હો રંગ રસીયાજી. ૧૨
આ દુઃખ નહિ પતિ જો શકો મારીરે રસીયાજી;
તેથી કષ્ટ ઘણું તે મન ઉતારે હો રંગ રસીયાજી. ૧૩
એક અહર્ હવે તે શું કહીએરે રસીયાજી;
ચતુર શિરોમણી ચતુરાનું દુઃખ લઇએ હો રંગ રસીયાજી. ૧૪
આ જોબનમાં આણી સુખને માણોરે રસીયાજી;
દાસ દયાના પ્રિતમજી તક જાણો હો રંગ રસીયાજી. ૧૫
માહા માસે તો મારા સમ ઘેર આવોરે રસીયાજી;
આ રતમાં દંપતી લે સુખ લ્હાવો હો રંગ રસીયાજી. ૧૬
પ્રથમ અમો એમાં કાંઇએ નવ લહેતાંરે રસીયાજી;
શીખવી સમજાવી શું મહેલ્યાં વહેતાં હો રંગ રસીયાજી. ૧૭
વ્હાલા અમને વ્હેર શું વાળ્યું આવુંરે રસીયાજી;
આવડું શીદ કર્યું જ્યારે નોં'તું જાણું હો રંગ રસીયાજી. ૧૮
પ્રેમ પંથમાં કાંટા કપટી ન સારોરે રસીયાજી;
આવડું શીદ કર્યું જ્યારે નોં'તું જાણું હો રંગ રસીયાજી. ૧૯
વીરહ વનસીમાં પીડું છું નીસ દહાડોરે રસીયાજી;
દાસ દયાના પ્રિતમજી મુને કહાડો હો રંગ રસીયાજી. ૨૦
ફાગણ કેસુ ફુલ્યાં હું કરમાણીરે રસીયાજી;
આ વનમાળી પિયુ સિંચ્યુ ન પુરૂં પાણી હો રંગ રસીયાજી. ૨૧
વસંત ઋતુ તો સહુને વાહલી લાગેરે રસીયાજી.
તમ પાખે મને બાણ્યુ રૂદેમાં વાગે હો રંગ રસીયાજી. ૨૨
અબીલ ગુલાલને કેસરના રંગ ઘોળીરે રસીયાજી;
વિલાસ સુખ નત્ય લીધું મુજ ઉર હોળી હો રંગ રસીયાજી. ૨૩

સુખની રતુ શોકયની સંગે સોહીએરે રસીયાજી;
ધુસકડે રોણું તો હમારે જોઇએ, હો રંગ રસીયાજી. ૨૪
પ્રથમ થકી પ્રભુ શે નવ નાખ્યાં મારીરે રસીયાજી;
દાસ દયાના પ્રિતમ આ ગતી ધારી હો રંગ રસીયાજી. ૨૫
ચઇત્ર ચંદ્ર કીરણ સહુને સુખકારીરે રસીયાજી.
એકલડીને લાગે નેહ કટારી હો રંગ રસીયાજી, ૨૬
સુખકારી હતા તે સહુ દુખ દેછેરે રસીયાજી,
જોઇ જોઇ સંભારી સુખ આંસુ વહે છે હો રંગ રસીયાજી ૨૭
કહે કોઇ શું કરમ તણો એ દોશરે રસીયાજી.
સો, દરપણ પણ ન આણો રોષ હોય હો રંગ રસીયાજી ૨૮
આ દહાડા કયાં મુકયા હતા સંતાડીરે રસીયાજી.
જોબન અવસર આવો આપ્યો કહાડી હો રંગ રસીયાજી. ૨૯
તમો કહેતા ને અમો માનતાં સાચુરે રસીયાજી.
દાસ દયાના પ્રીતમ કીધું કાચું હો રંગ રસીયાજી. ૩૦
વઈશાખે વ્રજ સુંનું સઘળું દીસેરે રસીયાજી;
જન ઝાઝા પણ કોને મન જઇ હીસે હો રંગ રસીયાજી. ૩૧
સરવે સરોવર સુકા ચાતક લેખેરે રસીયાજી,
ચંદ્ર વિના જેમ ચકોર ઉજ્જડ દેખે હો રંગ રસીયાજી, ૩૨
વીત્યું હોય તે એ સાચું પરમાણેરે રસીયાજી,
પીડ પ્રસુતાની શું વંઝા જાણે હો રંગ રસીયાજી. ૩૩
વીરહ વેદના ઘણી કઠણ બહુ દુખથીરે રસીયાજી;
વેઠે તે જાણે ન કહેવાય મુખથી હો રંગ રસીયાજી. ૩૪
સ્નેહ તણો ઘા મલમ થકી ન રૂઝાયરે રસીયાજી;
દાસ દયાના પ્રીતમથી સુખ થાય હો રંગ રસીયાજી, ૩૫

જેઠ માસે તો સહુ સરોવર સુકા રહે છે રે રસીયાજી,
મુજ લોચન ધારા નવ સુકી વહે છે હો રંગ રસીયાજી; ૩૬
ગ્રીશ્મરૂતુને તાપે તન વ્યાકળાયરે રસીયાજી.
પવન ફુવારાથી તે સઘ સમાય હો રંગ રસીયાજી. ૩૭
ગ્રીશ્મતાને દીપ વાયુથી વામેરે રસીયાજી;
વિરહ વન્હી આ પવને વૃધ્ધિ પામે હો રંગ રસીયાજી. ૩૮
પય ઉભરાયું તે છાંટે નીર સમાયરે રસીયાજી,
તાતુ તેલ મળે જળ ભડકા થાય હો રંગ રસીયાજી; ૩૯
પ્રેમ પાવકની પીડ સહુ દુખતી અળગીરે રસીયાજી;
દાસ દયાના પ્રીતમથી તમથી વળગી હો રંગ રસીયાજી. ૪૦
અશાડ માસે અતી ઉંડું દુઃખ સાલેરે રસીયાજી.
પંખીડાં પણ મળીને માળો ઘાલે હો રંગ રસીયાજી. ૪૧
કોને કહીએ ને કહે અદેખાં થઈએરે રસીયાજી,
અંતર આગે ઢાંક્યા ધીકી મરીએ હો રંગ રસીયાજી, ૪૨
કીડા કાષ્ટ જયમ ખોખું કરે ખાઈ ખાધુરે રસીયાજી;
તેમ વીરહ કીડે કાળજુ કરડી ખાધું હો રંગ રસીયાજી. ૪૩
ઉપરથી તન સારૂં સહુ કોઇ દેખેરે રસીયાજી;
ભીતર ભડકો પ્રાણુ પોતાનો પેખે હો રંગ રસીયાજી: ૪૪
જે જાણે તે મુરખ કહે એ વાતેરે રસીયાજી,
દાસ દયાના પ્રિતમ દુખ બહુ ભાત હો રંગ રસીયાજી. ૪૫
શ્રાવણુ માસ સરવડે વરસ્યો મંદીરે રસીયાજી
પાવસરતુ શોભા થઇ વૃંદાવન હો રંગ રસીયાજી; ૪૬
વૃક્ષે વળગી વેલડી યું નવ છોડીરે હો રંગ રસીયાજી.
હવે મારી બેલ તો નાંખી તોડીરે હો રંગ રસીયાજી. ૪૭

એક દીવસ આપણુ ત્યાં વાતે વળગ્યાંરે રસીયાજી
ઘન વરસ્યો ભિજ્યાં પણુ ન થયાં અળગાં હો રંગ રસીયાજી ૪૮
મેં પણુ રીત સહેવાઇ નહી ઘણું કંપીરે રસીયાજી;
ત્યારે તમે મુજને લઇ હદીયાશું ચાંપી હો રંગ રસીયાજી ૪૯
સંભારી તે સુખ કાળજડું ફાટેરે રસીયાજી.
દાસ દયાના પ્રીતમ વિસારી શા માટે હો રંગ રસીયાજી. ૫૦
પુરશોત્તમ માસે આશા તમારીરે રસીયાજી;
પુરવ પુન્યે થશે જુઓ મન વીચારી હો રંગ રસીયાજી. ૫૧
આતુર જન સંતોષો કરી સનમાનરે રસીયાજી;
અધરામૃત પાઇ આપો જીવતદાન હો રંગ રસીયાજી ૫૨
આ એક માસ તો પુન્યદાનને દહાડોરે રસિયાજી
પ્રભુ પધારતાં શેવા કરૂં કર ટાહાડો હો રંગ રસિયાજી; ૫૩
અવર દેવ શેવ્યાની શ્રદ્ધા છે નહીંરે રસીયાજી.
પુરશોત્તમ પરણીને અવર ઘટે નહી હો રંગ રસિયાજી. ૫૪
પ્રાણુ જશે તોયે તમ વિના નહી ભજીયેરે રસિયાજી;
દાસ દયાના સ્વામી એમ સમજીએ હો રંગ રસિયાજી; ૫૫
ભાદરવે ભડ વરસે ચપળા ચમકેરે રસિયાજી;
એ સમે હું આવી પાયલ ઝમકે હો રંગ રસિયાજી. ૫૬
હું ભીની સુખી ઘન વરસ્યો આકાશેરે રસિયાજી;
પીતાંબર હોરાડી લીધી પાસે હો રંગ રસિયાજી: ૫૭
સઘળું સુખ કાંઇ પ્રગટ નથી કહેવાતુંરે રસિયાજી
વિઠલ પણુ કાંઇ કહું છું નથી રહેવાતું હો રંગ રસિયાજી; ૫૮
પાલવ પાથરી કાલાવાલા કરીનેરે રસિયાજી;
પગે લાગી કહું છું ધરી ધરીને હો રંગ રસીયાજી. ૫૯

વિરહ દુઃખ નથી સેહેવાતું હવે આવોરે રસીયાજી;
દાસ દયાના પ્રિતમ શું વલસાવો હો રંગ રસીયાજી. ૬૦

આશ્વિન આવ્યો સદ્ય મારા સુખકારીરે રસીયાજી;
વામ આંખલડી ફરકે છે કાંઇ મ્હારી હો રંગ રસીયાજી; ૬૧

રાસ રમણુની રતુ આવી તમો જાણોરે રસીયાજી;
બિહારી લીલાનાં સુખ માણો હો રંગ રસીયાજી. ૬૨

શરદ પુનમની નીશે પુરણ શશી પ્રગટયોરે રસિયાજી;
તમથી રમતાં સુખ દુઃખ માહરા મટશે હો રંગ રસિયાજી. ૬૩

કરુણા નીધી છો માટે કરુણા કરશોરે રસિયાજી.
વહાલાંની વીનતી હૃદેમાં ધરશો હો રંગ રસીયાજી. ૬૪

આનંદ ઉપન્યો ઉરમા વાલમ રસિયાજી;
દયાના પ્રિતમજી મને મળીયા હો રંગ રસીયાજી. ૬૫

---

# ભાગ ૨ જો
## ગોપીયોની સ્તુતીના મહીના.

( કારતકે કાજલને તજ્યું એ રાગ. )

કારતકે કોટી કલ્પના કરીએ, ગોકુળીઆમાં ઘેલાં થઇ ફરીએ;
સુખ દુઃખ સર્વે સહી રહીએ, ઓધવ મારી સ્તુતી કહેજો;
દુઃખરે મારૂં દીલ મધે લેજો. ઓધવ૦ ૧
માગશરે મેણાં લીધાં માથે, જીવણજીએ વચન આપ્યાં હાથે,
કે રજની રમીશું તમારી સાથે, ઓધવ મારી સ્તુતી કહેજો. ૨
પોસે તો ધીરજ કેમ ધરીએ. ક્હોતો વાલા વિખડાં પી મરીયે;
જીવણ વીના જીવીને શું કરીએ, ઓધવ મારી સ્તુતિ કહેજો. ૩
માહે તો મીત્રી તોડી મારી, વાલે મારે કુબજા કરી નારી;
આ શું કીધુ ગોહન મોરારી, ઓધવ૦ ૪

ફાગણ ફીકર કરૂં મનમાં, દીવસ રાત ચિંતા મનમાં;
વીજુડી જેમ હરણી ફરે વનમાં. ઓધવ મારી૰ ૫
ચઈતરે ચીત કરે ચાળા, મુકી ચાલ્યા મોરલીવાલા;
દરશન તમે દોની નંદલાલા. ઓધવ મારી૰ ૬
વઈશાખે વનમાં કોયલ બોલે, તેથી મારૂં ત્રણભોવન ડોલે;
જોબન મારૂં જાય છે જકજોલે. ઓધવ મારી૰ ૭
જેઠે તો જળ ભરીઆં નેણે બંધન મારા હરિવરને કહેણે;
અઠે રાત નાથ લખું ગેણે. ઓધવ મારી૰ ૮
આશાઢે તો છેદધારા વરસે, પીઉ વિના મન મારૂં તલસે;
મોહનવર મેહેર હવે કરશે. ઓધવ મારી૰ ૯
શ્રાવણ સાંભળ સાહેલી, નમેરા તો નાથ ગયા મેલી;
એકુળીયામાં થઈને ફરૂં ઘેલી. ઓધવ મારી૰ ૧૦
ભાદરવે જુદર બેટો અમને, શાનુ હવે શું કહીએ તમને;
ચાયતો કરી વાલા અમને. ઓધવ મારી૰ ૧૧
આસો માસ આવી દીવાળી, ઘેરરે આવ્યા મોહન મોરારી.
ઝગમગ સહુ સખી લ્યો તાળી. ઓધવ મારી૰ ૧૨
બારેરે માસ રાખે તો કરીયા દાસ રણછોડના સ્વામી મળીયા,
તેથી મારા જન્મ મરણ ટળીયા. ઓધવ મારી૰ ૧૩

---

## (૫) પતીને પરદેશ ન જવા દેવા વિસેના મહીના.

(ઓધવજી સંદેશો કહેજો શામને એ રાગ.)

કારતક મહીને અબળા કેહે છે કંથને,
હવે શિયાળો આવ્યો સ્વામી નાથજો
દીમાણુ વા વાયારે હલકી ટાઢ્યાં;

શું શોધો પરદેશ જવાનો સાથજો;
એ મહીને નવ જઇએ પીઉ પરદેશમાં ૧
માગશર મહીને હોંશ ઘણી મન માહરે,
રસીયા સંગ રમ્યાની મોજમ રાતજો
ઘુંઘટો કાઢીરે ઘર આંગણ ફરૂં;
પીયુ મેલો પરદેશ જવાની વાતજો
એ મહીને નવ જઈએ પીયુ પરદેશમાં *
પોસે જે અબળાને પીઉડે પરહરી;
તે નારીનાં પુરણ મળીયાં પાપજો
સાસરીએ રહીને તે શા સુખ ભોગવે
મૈયરમાં નવ ગોઠે મા ને બાપજો,
એ મહીને નવ જઇએ પીઉ પરદેશમાં. ૩
માહા મહીને નવકરીએ નાથ મુસાફરી.
ઘઉં સાટે જઈ લાવો ખોરી જાર જો;
વ્હેંચીને જમશું રે મારા વાલમા,
જરૂર નહી જાવા દેઉં ઘરથી બહાર જો;
એ મહીને નવ જઇએ પીઉ પરદેશમાં. ૪
ફાગ રમે ફાગણમાં નર ને નારીયો,
ઘેર ઘેર નોતમ કૌતક નવલાં થાય જો;
જે નારીનો નાવલીઓ નાશી ગયો,
કહો તેણે કેમ નજરે જોયું જાય જો;
એ મહીને નવ જઇએ પીઉ પરદેશમાં. ૫
ચઇતરમાં ચતુરને પંથ ન ચાલવું.
જે ઘેર નારી સારી ચતુર સુજાણ જો;
વાહાલપણે વચને પીઉને વશ કરે,

નીરધાર્યું તે પડ્યું રહે પરીઆણું જો;
એ મહીને નવ જઈએ પીઉ પરદેશમાં. ૬
ચાવલીયા વાયા તે પીયુ વઈશાખના,
રજ ઉડીને મારૂ માણેક મેલુ થાય જો;
નથનીનું મોતી રે હીરા હારનો,
કહો પરહાથે તે કયમ ધીર્યાં જાય જો;
એ મહીને નવ જઈએ પીઉ પરદેશમાં. ૭
જેઠે તો પરદેશ જાવું દોહલું,
ધુમ ધીખે ને લાવ જેવી લુ વાય જો;
કોમળ છે કાયા રે મારા કંથની,
વણુ સીચ્યાં જેમ ફુલડીયાં કરમાય જો,
એ મહીને નવ જઈએ પીઉ પરદેશમાં. ૮
અંબર ઘન છાયોરે માસ અષાઢમાં,
મોર બોલે ને મેહ વરસે મુશળધારજો;
કચરો ને કાદવરે મચી છે મેહની,
પંખી માળા ઘાલે ઠારો ઠાર જો;
એ મહીને નવ જઈએ પીઉ પરદેશમાં. ૯
શ્રાવણમાં શીવ પુજીને મુખથી માગીયે,
વા'લાનો નવ થાજો કદી વિજોગ જો;
ઉમીઆના સ્વામીજી આપે એટલું,
સાસુના જાયાનો નીત્ય સંજોગ જો.
એ મહીને નવ જઈએ પીઉ પરદેશમાં. ૧૦
ભાદરવો ભરજોબનનો ફરી નહી મળે;
વહી જાશે જેમ નદીઓ કેરાં નીર જો;
એવારે દીવસ એળે નવ કહાડીએ,

વાત વિચારી જુઓ નણંદના વીર જો,
એ મહીને નવ જઇએ પીઉ પરદેશમાં. ૧૧

આસોના દિવસ તો અતિ રળીઆમણા,
ખાવું પીવું કરવા નવલા ખેલ જો;
બેમાં બેસી જમીએ રમીએ સોગટે,
છાતીમાં બીડીને રાખું છેલ જો;
એ મહીને નવ જઇએ પીઉ પરદેશમાં. ૧૨

માસ અધીકમાં અધીકપણે શું કીજીએ,
રહો જોડીને નેણુ સંગાથે નેણુ જો;
જેમ ન આણો થાયે કાચ ખીલેરનો,
દાસ દયાના પ્રિતમ જાણે પ્રવિણ જો;
એ મહીને નવ જઇએ પીઉ પરદેશમાં. ૧૩

## ભરથજીના મહીના ચાલ લાવણી (૬)

ચઇતર પીછલે પોર રામનોમિકો જન્મ લીયા,
અવધવેરી સુખધામ સખી મિલ મંગળ ચાર કીયા;
ઘરઘર જબ દશરથ પાઇરે,
દેતદાન ગજરાજ ગેદીન થોડેકી બીઆઇ.
સભા સબ ફુલનસે છાઇ,
કરમ લેખ ના મીટે કરો કોઇ લાખ ન ચતુરાઇ;
રામ ચલે બનબાસ રોવત કૌશલ્યા માઇ. ટેક. માસ. ૧

લગતહી વઇશાખ કેકઇ બાવર કરદારી,
ધીક જીવણુ ધિક્કાર ભયા જગ તુમપર મા તારી,
દુઃખ તુમ નગરિકો દીતોરે,
તીન લોકકે નાથ રામ તીને બનબાસી કીનો.

કુમત કુમત એસી બન આઇ કરમ રામ. માસ. ૨

જોડ પંચ મિલ કહે ભરથકુ ગાદી બેઠ રહો.
ભરત ધરત કાનપર હાથ પંચ મેરી ગરદન મત મારો.
સરે નહી એ બાતન કાજે,
હમ તો હરિકે દાસ રામ અજોધ્યાકે રાજા,
બાત એ સબકે મન ભાઇ કરમ રામ, માસ. ૩

અસાડ આશા રામ મિલનકી મનમે લાગ રહી.
કોઇ રામ બન પાહી બતાવો ભરત કહી.
નગરકે નર ઓર સબ નારી,
રથ ડોલે ગજરાજ રાજ સબ ભરથ સંગ તઇયારીઃ
નદી મુનિ સાગરકું ધાઇ. કરમ. રામ. માસ. ૪

શ્રાવણ સીંગમેર પુર પહોંચે ભીડ ભઇ ભાઇ,
ભીલન જેર કટક દળ સોજે લડનેકી તઇયારીઃ
ભરથસે યુદ્ધ કરાર કરો.
રામ શીયાકે કાજ નિકટ તુજ ગંગા તીર મરો,
ખબર જબ ભરથને પાઇ કરમ રામ. માસ. ૫

ભાદો ભીલ ભરથસે ભેટ કરે બનમેં,
કંદમુળ ફળ ફુલ ભરતરો ભેટ કરે બનમેં.
ભરથને આગે કર લીને,
ભરથ રાજ મુનિ બસ પ્રાગમેં, જાય દરસ દીને.
પ્રાગકી દુનીયા ઉઠ ગઇ કરમ રામ, માસ. ૬

કુવારકીએ બીજ બાહરા મુનિ ફુસલાયે,
દો કરજોડ પ્રણમા કરે કઉશલ્યા માતાએ,
હમારો જીવન સફળ ભયો.
એતની બાત સુન મુનિ સબ, આસિરબાદ દીઓ,

ભરતકુ માતા સમજાઈ. કરમ રામ. માસ. ૭

કારતીક કુચ પ્રાગસે કીયો, ચીત્રકોટ કરાયે,
અંગ ભભુત માથેપર જટા રામ લક્ષ્મણને પાયે.
ભરથ શીર ચરણોપે લાયે,
ચરણ ઉઠાય હીરદેસે નેનન નીર બહાયે. ૨
સિંઘાસન બેઠે રઘુવાઇ. કરમ રામ. માસ ૮

અંગહન વારમવાર ભરથકું રઘુબર સમજાગે;
જાવ અજોધ્યા રાજ કરો મુનિ સબ સુખ પાગે.
ભરથ તુમ લોટ જાવ ભાઇ, બારા બરસ બીતજાયગે તે પીછે.
હમ આઇ, ભરતસે એ સમજાઇ. કરમ. રામ. માસ ૯

પોસે આશ રામ મીલનકુ, જુદ ગઇ બીર ધની;
ગુરૂ વશીષ્ટ મુનિ સમજાવે કહે અપની.
બીનતી બોત બાત કીની,
રામ કંપાપતી ચરણ ખવરાવું, ભરથકુ દીની,
ભરત તુમ લોટ જાવ ભાઇ. કરમ રામ. માસ. ૧૦

અહા મનાયે સાન ગયે હે, જહાં લગે એ રામ.
જનકપુરકુ લનખ પહોંચે ભરત અજોધ્યા ગામ, ૨
ખવરાવું ગાદી ધરદીની,
રામચંદ્રસે અધિક તપસ્યા ભરથને કીની.
અડાઇ ચેહીસે પાઈ કરમ રામ. માસ ૧૧

લંકા માર ગરદ કર ડારી રાજ વીભીશણકુ દીનો;
લોટકે અજોધ્યા આયે.
શીવ સનકાદીક વાલ્મીકિ સબ દરશનકું ધાએ;
ગાદી બેઠે રઘુરાઇ. કરમ રામ. માસ. ૧૨

નભે શાલ અધીક મહીના અંગ હન ગહન પડે,
લાલનદાસ બાસ બરોબી રામ રામ ઉચ્ચરે.
ભરતકી એહી બારા માસી.
સવછયા સુનવઇ તરે કટે જમકી ફાંસી.
ગહલે એસી લખ આઇ, કરમ લેખ રામ ચલે. માસ. ૧૩

## નંદલાલના મહીના. (૭)

આવોને નંદલાલ રમવા આવોનેરે,
નિરભે થયા છો નાથ, રમવા આવોનેરે
કારતક તો તે કષ્ટે કહાવ્યો. ભરદરીએ જેમ જહાજ
માગશર મહીને મારગડે મેલી હવે અમારૂં કોણુ છે બેલી.
ગીરધર વીના થઈ ઘેલી, રમવા આવોને. ૨
પોસ માસે જીવન પ્રાણુ તજું છું, લોકડીઆની લાજ લોપું છું
સંસાર તાજ કરૂં છું. રમવા આવોનેરે ૩
મહા મહીને મન્દીરીયાંરે સુનાં હરીવીના આસનીયાં સુના;
વહાલા વિના જાય છે જોબનીયાં. રમવા આવોનેરે. ૪
ફાગણે ફગફગતીરે હોળી, અબીલ ગુલાલે ભરાવુંરે ઝોળી,
વહાલા વિના ખેલે કોણુ હોળી રમવા આવોનેરે. ૫
ચયતરે મને ચીંતારે લાગી, સુની મેજલડીમાં ઝબકીને જાગી,
વહાલાની લેહે મને લાગી, રમવા આવોનેરે. ૬
વઇશાખે વાવલીયારે વાયા આંખ ઉઘાડી ચોદશ જોયા.
આંસુડાં પલવડે લોવ્યાં, રમવા આવોનેરે ૭
જેઠ માસે જગજીવન આવે, વૈષ્ણવ સરવે વધામણી લાવે,
વહાલો મારો કંઈ ન કહાવે, રમવા આવોનેરે. ૮

આષાડે હું અબળાને નારી જોબન હરીઓ પુર છે ભારી.
પીયુનાં વચનને વિસારી, રમવા આવોનેરે. ૯
શ્રાવણ તો સરવડીએ વરસે, નદીએ નીર ઘણેરારે ભરશે,
વહાલો મારો શી રીતે ઉતરશે રમવા આવોનેરે. ૧૦
ભાદરવો ભર હરીઓરે ગાજે, લીલાં વનપલ્લવ છાજે;
વહાલો મારો કાંઇ ન લાજે, રમવા આવોનેરે. ૧૧
આસો માસે દેવદીવાળી, લોક વણે સહુ સેવ સુંવાળી.
વહાલા વિના તે જમે કોણ વાળી રમવા આવોનેરે. ૧૨

## કૃષ્ણના મહિના ૮

કારતક કૃષ્ણ ગયા મેલી, મારા ઘેર આવો વનમાળી;
કુબજા કેમરે ગમે કાળી, આવો હરી રાસ રમો વહાલા. ૧
માગશર મારગડે રમતાં, ભેળાં બેસી ભોજનીયાં જમતાં.
હવે હરી કેમ નથી ગમતાં. આવો હરી. ૨
પોષે તો સોસ પડયા અમને, વીઠ્ઠલજી શું કહીએ તમને:
દીલાસા ચારે દીધા અમને, આવો હરી. ૩
માઘે મહા અંધારી રાત્યો, ફુલડાંએ બીછાવી ખાટયો;
વહાલે લીધી મથુરાંની વાટયો, આવો હરી ૪
ફાગણે ફેર ફરે હોળી, પહેરણ ચરણાંને ચોળી
મુંદડી મારી કેશરમાં રોળી, આવો હરી. ૫
ચઇતરે ચિત્ત કરે ચાળા, મધુવન મેલ્હીઓવાળા
દરશન દો ડાકોર તીરથવાળા. આવો હરી ૬
વઇશાખે વાટલડી જોતી, ઉભી રહી ધ્રુશકે રોતી;
પાલવડે આંસુડાં લોતી, આવો હરી. ૭

જેઠે જગજીવન આવે, વધામણી સહુ કોઠો લાવે;
વહાલો મારો કશુંએ નવ કહાવે, આવો હરિ૦ ૮
અષાઢે અબળા રહી ઝાંખી, વહાલે મારે ભરજોબન રાખી;
વિચારો તે વાત થશે વાંકી આવો હરિ૦ ૯
શ્રાવણ તો સરવડીએ વરસે, નદીએ નીર ઘણાં ઢળશે.
વહાલો મહારો શી રીતે ઉતરશે, આવો હરિ૦ ૧૦
ભાદરવો ભલીપરે ગાજે, વહાલા થઇ વિહવળ તમ કાજે;
વહાલો મારો જરીએ ના લાજે, આવો હરિ૦ ૧૧
આસો માસે આવી દીવાળી, શેવો વાળું કે સુંવાળી;
વહાલા વિના આ શી દીવાળી. આવો હરિ૦ ૧૨

---

## રાધીકાના મહીના (૯)

કહાને સખી કારતક કેમ જાશે, કે વનમાં મોરલી કોણ વાશે;
કે મહીનો દાણ કોણ થાશે, જુમના જાવા દો પાણી. ૧
કે માગશરે મન મારૂં મગાયું, કે વિણીઆ ભાવ થકી ટળાયું;
કે જેમ લુણ પાણીમાં ભળાયું, કે જુમના. (ટેક) ૨
કે પોષે સોસ પડયા અમને, વહાલા મારા શું નમીએ તમને;
કે દીલાસા દીધા છે અમને, કે જુમના. ૩
કે માઘ મકર તણે માને, કે ફુલડીયાં વેરતી ખાંતે;
કે વહાલાજી મારાં મથુરાંની વાટે, કે જુમના. ૪
કે ફાગણે ફર ફરે હોળી, કે આછા અભ્રુને ચોળી;
કે ચુંદડી કેશરમાં રોળી, કે જુમનાં. ૫
કે ચઇતરે ચતુરા ચીત ધરતી, વહાલાજીના ગુણ ગાતી ફરતી;
કે તોયે મારે વહાલે કીધી નરતી, કે જુમના. ૬

કે વઇશાખ વાધા વાવલીયા, કે ઘેર પધારો નાવલીયા;
કે દુધડે ધોઉં તારા પાવલીયા, કે જુમનાં. ૭

જેઠે જુગજીવન આવ્યા, કે સહુ લોક વધામણી લાવ્યા;
વહાલાજી મારા કશુંએ ના લાવ્યા, કે જુમના. ૮

અષાઢે અબળા થઇ ઝાંખી, વહાલે મારે ભરજોબન રાખ્યાં:
વિચારો હવે વાત થશે વાંકી, કે જુમના૰ ૯

શ્રાવણ સરવડીએ વરસે, કે નીર નદીએ ઘણાં ઢળશે:
કે કોયલડી ટહુકલીઆ કરશે, કે જુમના૰ ૧૦

ભાદરવો બલી પેરે ગાજે, સહચર ઘેર વલોણું વાજે;
તે તો મારા રૂદીયામાં દાજે, કે જુમના૰ ૧૧

આસોની રજની અજવાળી, કે શેવ વણું કે સુંવાળી:
કે વહાલા વિના આ શી દીવાળી, કે જુમના૰ ૧૨

કે રાધાના હાથે સોનાની ચુડી, રમતાં દીસે છે રૂડી;
દુઃખરે સરવે ગયાં છે બુડી, કે જુમના૰ ૧૩

(૦)

## બહુચરાજીના મહીના (૧૦)

ચઈતરે ચીત ઘણું બાંધુ, નમી નમી બહુચર આરાધુ;
મન મારૂં ગોખે જઇ લાવ્યું, સેવોને શંખલપુર રાણી;
વઇશાખે વાવલીઆ વાયા, માજીના ઘંટ તળે આવ્યા;
અંબાજીની મોટી છે માયા, સેવોને. ૨

જેઠે તો જુગતી છે સારી હરિહર બ્રહ્મ થકી વારી;
ગોખ ઉપર જાઉં બલીહારી. સેવોને. ૩

અષાઢે મેઘ ઘણાં ગાજે, છત્ર શીર બહુચરને છાજે;
ચોઘડીયાં તો અદ્ભુત વાજે. સેવોને. ૪

શ્રાવણ સરવડીએ વરસ્યો માજીને ભજશો તો તરશો;
નીકર તમે અથડાતાં મરશો. શેવોને ૫.
ભાદરવો ભલીપેરે ગાજ્યો સેવકને સનમુખ તો થાજ્યો:
બુડતાં બાવલડી સાહાજ્યો. શેવોને. ૬
આસો માસો આવી દીવાળી આવ્યાં છે અંબા ને કાળી
ગરબે રમે મોટાં મહાકાળી શેવોને ૭
કારતકે કોયલડી બોલે ના આવે માજીને તોલે;
તે જાતાં ત્રીભોવન ડોલે, શેવોને ૮
માગશર માનસરોવર નાહે ચાચર આવી ગરબા તો ગાએ
સેવકની મા કરજો સાહે શેવોને ૯
પોષે પ્રીત ઘણી ધારી પાંડવ લીધા ઉગારી
કૌરવ સરવે ગયા હારી. શેવોને ૧૦
માહે તો મને નથી ગમતું મન મારૂ રહે છે ભમતું,
મન મારૂં માજીમાં રમતું શેવોને ૧૧
ફાગણે ફર ફરતી હોળી, પહેર્યાં માએ ચરણાંને ચોળી;
કેસર બહુ છાંટયા છે ઘોળી. શેવોને ૧૨
બારે માસ પુરણ કીધા દઈતને દંડ ભલા દીધા,
દેવતા સહુ ઉગારી લીધા. શેવોને ૧૩
આસો સુદ બીજને બુધવારે બારે માસ રચ્યા નીરધારે;
વલ્લભની કરજો મા વાહારે. શેવોને ૧૪

## થોભણદાસના મહીના. (૧૧)

કારતકે કોડામણીરે, ક્ષીણો પુનમ કેરો ચંદ વાલા;
રાધા કરે હરીની વિનતીરે, ચરણે રાખો ગોવિંદ વાલ. ૧
માગશર મેલી ગયારે, પીઉ ગયા પરદેશ વાલા,

ભરજોબનમાં ભામનીરે, અબળા બાળેવેશ વાલા. ૨
પોષ માસે પુછામણીરે. સાંભળ સાહેયર વાત વાલા;
શ્રીકૃષ્ણ ચાલ્યા દ્વારકાંરે. સોળસો ગોપીઓનો નાથ વાલા. ૩
મહા મહીને મન માહરે, ચીતડું બ્યાકુલ થાય વાલા;
શમણાં લાગ્યાં શ્રીરામનાંરે, દીઠા જાદવરાય વાલા. ૪
ફાગણ માસે ફરકીયાંરે, વાગે છે તાલ મરદંગ વાલા;
મધુરી શી વગાડે વા'લો વાંસળીરે હોળી ખેલે ગોવિંદ વાલા. ૫
ચઈતરે ચિંતામણીરે, નાવ્યો નાવલ હાર વાલા;
કોઈ લાવે પીઉની વધામણીરે, આપુ એકાવન હાર વાલા ૬
વઈશાખે વન વેડીયાંરે વેડી છે દાદમ દ્રાક્ષ વાલા;
કોયલડી ટઉકા કરેરે, સરવો લાગે એનો સાદ વાલા. ૭
જેઠ મહીને રણ તપેરે, જેના ઉનાળાના તાપ વાલા,
લંકામાં જવાળા પ્રજ્જળેરે, ઉભા રહો રઘુનાથ વાલા. ૮
અષાડ માસ ભલે ઉલટયોરે, થાય વિજળીઓના વેગ વાલા;
ભલીરે ઉલટી ભીની વાદળીરે, વરસ્યા બારે મેઘ વાલા. ૯
શ્રાવણ વરસે સરવરીએરે, નદીએ નીરમળ નીર વાલા:
ભીજે તે રાણી પદમણીરે, ભીજાય દક્ષણી ચીર વાલા. ૧૦
ભાદરવો ભલે ગાજીઓરે, શીતળ થયા શરીર વાલા;
ઓરાદે ભીંજાયાં ઘર આંગણેરે, પીઉડો ભીંજાય પરદેશ વાલા. ૧૧
આસો માસે દીવાલડીરે, સુંદરી સજે શણગાર વાલા;
લીલાવટ ટીલડી સોહામણીરે, કંઠે એકાવળ હાર વાલા. ૧૨
બારે માસ પુરા થયારે, આવેલો અધિક માસ વાલા;
ગાય શીખેરે સાંભળેરે, વિનવે શોભણદાસ વાલા

———(૦)———

# ભાગ ૩ જો.

## અંબાજીના મહિના (૧૨)

કારતક માસે કરૂણા કરો મુજ માતરે. મા અંબાજી
અલબેલી અંબા સાંભળ મારી વાતરે મા અંબાજી ૧

વાત સાંભળીને સમરૂ શ્રી હરીનાંથરે મા અંબાજી
તારા દર્શનની મને મોટી અંબા આશરે મા અંબાજી ૨

માગશર માસે મન મળવા અકળાયરે મા અંબાજી
તારી પ્રિચ્છા કરતાં અંબા દીન વહી જાયરે મા અંબાજી ૩

દીન વહી જાયરે આશા મુજને મોટીરે મા અંબાજી
તારા રંગ મંડપમાં હું નવ આવી લોટીરે મા અંબાજી ૪

પોસ માસે મુજને મળવા સોશરે મા અંબાજી
મુજ રાંક ઉપર શો ધરવો માજી રોશરે મા અંબાજી ૫
રોશ ન ધરીએ તમે દેવી છો દયાળરે મા અંબાજી
જેનું નામ ધરાવે શેવકજન પ્રતીપાળરે મા અંબાજી ૬
મહા મહીને કાંઇ વ્રત સાંભળ્યાં તમારાંરે મા અંબાજી
મા શું જુવો છો કુડાં કરમ અમારાંરે મા અંબાજી ૭

કુડા કરમની કરણી છે મધ્યાનરે મા અંબાજી
તારા દરશનનું મને મોટુ ધ્યાનરે મા અંબાજી ૮

ફાગણ માસે ફરીફરી ઉલટે અંગરે મા અંબાજી
રંગ ભર્યાં મનડાં નવ કરશો ભંગરે મા અંબાજી ૯
ભંગ ન કરશો તનદું અમારૂ તલપેરે મા અંબાજી
ચીત અમારૂં ચરણે આવી અટકેરે મા અંબાજી ૧૦

ચઇતર મહીને ચીંતા મુજને ઝાઝીરે મા અંબાજી
જન્મ ધરી નવ નીરખ્યાં અંબા માજીરે મા અંબાજી ૧૧

નવ નીરખ્યાં મેં અંબા અકળ સ્વરૂપરે મા અંબાજી

મા વળતી ક્યાંથી દેખીશ માતા રૂપરે — મા અંબાજી ૧૨
વઇશાખ મહીને વરસ જાય દેહ નાડીરે — મા અંબાજી
મા હવે વળતી વેળા રહી છે માહીરે — મા અંબાજી ૧૩
વેળા મારૂં મોઢું દુખરે — મા અંબાજી
વળતી ક્યાંથી દેખીશ માના મુખરે — મા અંબાજી ૧૪
જેઠ માસે મુજને તેડો ઠેઠરે — મા અંબાજી
નહીં તેડો તો જીવણ જાશે વેઠરે — મા અંબાજી ૧૫
જેઠ માશે ને મીથ્યા થાશે જન્મરે — મા અંબાજી
ભાગ્ય નથી પણ ઓછાં મારાં કરમરે — મા અંબાજી ૧૬
અષાડ માસે અટક ન ધરીએ માતરે — મા અંબાજી
તારા દરશન માટે તલસે મારૂં તનરે — મા અંબાજી ૧૭
તન તલસેને દયા ન આવે માહરીરે — મા અંબાજી
મા દયાળુ દીલથી શું મુકો છો કાઢીરે — મા અંબાજી ૧૮
શ્રાવણ માસે સંઘ ભરાય બહુ ભારેરે — મા અંબાજી
મા ઇચ્છા હોય તે આવે તમારે પારેરે — મા અંબાજી ૧૯
મા સંઘ ભરાયને સઉને ઇચ્છા થાયરે — મા અંબાજી
મા પાપી હોય તે નિશ્ચે પાવન થાયરે — મા અંબાજી ૨૦
ભાદરવામાં શાદને મન ભરમાવોરે — મા અંબાજી
તારાં દુર્લભ દર્શન આપી તાપ શમાવોરે — મા અંબાજી ૨૧
તાપ સમાવી શીતળ કરજો છાંયરે — મા અંબાજી
શીશ નમાવતાં પ્રાયશ્ચિત પ્રલે થાયરે — મા અંબાજી ૨૨
આસો માસે અરજ સાંભળો વહેલીરે — મા અંબાજી
મા આરાસુરમાં કરો આનંદની હેલીરે — મા અંબાજી ૨૩
હેલી કરીને પુરો મનની આશરે — મા અંબાજી

સેવક જનને તેડો તમારી પાસરે　　　મા અંબાજી ૨૪
માસ બારે પુરણ કીધા માતરે　　　મા અંબાજી
મા વીશમપરી વિશ્વાસ ન કરશો ઘાતરે　　　મા અંબાજી ૨૫
તેરમો મહિનો પુરૂષોતમ કહેવાયરે　　　મા અંબાજી
મા હરી પ્રતાપે પુરૂષોતમ સહુ ચહાયરે　　　મા અંબાજી ૨૬
આંરાસુરમાં નીત આનંદ થાયરે　　　મા અંબાજી
કરજોડી બાપુ શેવક ગાયરે　　　મા અંબાજી ૨૭

## સીતાજીના મહિના (૧૩)

### સાખીઓ.

મારા શ્યામ સુંદર શ્રી રામરે કેને આશરે રહીએ;
મારા પલ પલ માની પ્રણામરે, લલના સંગ લઈએ,
ઘરબાર અલગ ઘનસ્યામરે, મારા સમ નવ જઈએ.　　　ટેક.

કારતક કેમ કાઢીએ, જુગ જેવી પળ જાય;
તાગ નથી જેમ તોડીએ, પણ મળવાને મન અકળાયરે મા૦ ૧
જોબન દરીયા ધ્રુધવે, પીયુ દેશાવર દુર,
અણજાણ્યા અનુભવી, તે શું નીરનું જાણે નુરરે.　　　મા૦ ૨
માગશરે વેર વિજોગણી, પીયુ પરદેશ પ્રયાણ;
ખવાયે અળગું ખોળીયું, જેના પરવશ પડીયા પ્રાણરે. મા૦ ૩
જળથી જુદી માછલી, રાખો કરી વિવેક,
વારૂ મારા વાલમા, એવા પ્રાણ ન રહે પલ એકરે. મા૦ ૪
પોષે પ્રિતમ પ્રીતડી, વિરહ બાણ વા વહાય;
એ ઘાયલનો અંત નહિ એનું તન તરફડીયાં ખાયરે. મા૦ ૫
ખાવું પીવું ખેલવું, ઓઢણ પહેરણ અંગ;
બોલવું ચાલવું બેસવું, એને પોઢવું ન ગમે પલંગરે. મા૦ ૬

માથે મન તલસે ઘણું, ઝુરે વિજોગણુ નાર;<br>
લક્ષ વીંછીની વેદના ઉપજે ચીતમાં અનેક વિચાર. મા૦ ૭<br>
ફાગણુ હોળી ફાલતી, ફાગણુ રમે સઉ કોય;<br>
એક હોળી મારે આંગણે બીજી હઇયે હોળી મારા હોયરે. મા૦ ૮<br>
ભીતરમાં ભડકા બળે, જન દેખે નહી ઝાળ;<br>
વલખાં મારે વીષવીષે, જેને ડસીઓ વીરહ વ્યાધી વ્યાળરે. ૯<br>
ચહુતર ચકોર ચીતની, શશી વિદેશી શામ;<br>
ભરજોબનમાં એકલી એતો દાઝયા ઉપર જેમ ડામરે મા૦ ૧૦<br>
સુભાગીઆં જે સાસરાં, સજોડ સ્નેહ સહીત;<br>
કેયમ કરી વસીએ એકલાં રાણીજાયા જન્મની એ રીતરે મા૦ ૧૧<br>
વા વાયા વઈશાખના, આંબે આવી સાખ;<br>
ભોગી ભમે વિદેશમાં થાય હૃદય બળી ખાખરે, મા૦ ૧૨<br>
સુગાને સ્વપ્નું થયું. મનમાં રહી સુઝાય;<br>
પ્રીતીનું તો પારખું, જે જીભે રહ્યું નહી જાયરે. મા૦ ૧૩<br>
જેઠ તણા તડકા પડે, લાય જેવી લુ વાય;<br>
સુનાં મંદીર માળીયાં સુની સેજડી ખાવા ધાયરે. મા૦ ૧૪<br>
જાય ન રજની દીન જાતાં, રાત ગએ દીન ન જાય;<br>
વીરહ દુ:ખ સ્વામીતણાં, એતે નજરે જોઈ કેમ જાયરે. મા૦ ૧૫<br>
અષાડ ઝબકે દામની, ઘન ગરજે નભ માંય;<br>
બપૈયા પીઉ પીઉ કરે, સુણી વિરહણી વ્યાકુળ થાયરે મા૦ ૧૬<br>
દેવ દાનવ પશુ પક્ષી, માનવા તો કોણુ માત્ર:<br>
જીવતાં પ્રેમ વિજોગીયું ગાળે વિરહ વિરહીજન માત્રરે મા૦ ૧૭<br>
શ્રાવણુ વરસે સરવડે નદીએ આવે નીર;<br>
લીલી ભુમી ભાસે ભલી, ગાજે તરવર ઘોર ગંભીરરે. મા૦ ૧૮

ઘોર અંધારી રાતડી ઝરમર વરસે મેહ;
આંખેથી આંસુ ઢળે, જેનો સ્વામી ગયો તજી સ્નેહરે. મા૦ ૧૯
બાદરવો ગાજે ભલો, રાજની સહુ વૈભોગ;
રંગમાં રહુ રહી રોગ એ જેને વાહાલાનો થાય વીજોગરે. મા૦ ૨૦
ચંપા ચંપેલી મોગરા, નવપલ્લવ નવ થાય;
વીરહણી જાત જવાસીઓ, તે તો શોચે સુકાઇ જાયરે. મા૦ ૨૧
આસો આવ્યાં નોરતાં રમેજમે નરનાર;
દીવસ દીવાળી દોહલા, તે તો જાણે કીરતાર મા૦ ૨૨
દંપતી અંગ ઉમંગમાં ગાનતાન ગીત રંગ,
અંગરાગ અદ્ભુત થયા, જયજયકાર જણાવે અનંગરે. મા૦ ૨૩
મનમોહન અધીક માસથી થાય પ્રભુ પ્રસન;
સંગ સીતા જેમ રાખીયાં તેમ ટળે વિરહ વ્યાધી દનરે. મા૦ ૨૪

## લાલજીના મહીના

લાલજી કારતક મહીને રથ જાદવરાયે જોતર્યા,
એ લાલ વહેલા આવજો હો લાલ ૧
લાલજી માગશર મહીને મેલી મથુરા ગયા,
એ લાલ વહેલા આવજો હો લાલ ૨
લાલજી પોશ મહીને પોપટ બેઠો પાંજરે.
એ લાલ વહેલા આવજો હો લાલ ૩
લાલજી માહ મહીનાની સેજલડી સુની પડી,
એ લાલ વહેલા આવજો હો લાલ ૪
લાલજી ફાગણ મહીને ફેગયો ઘેરીયો,
એ લાલ વહેલા આવજો હો લાલ ૫
લાલજી ચૈત્ર મહીને ચતરભુજ ચાલ્યા ચાકરીરે,

ઓ લાલ વહેલા આવજો હો લાલ ૬
લાલજી વેશાખ મહીને વાગ્યે હીંડોળા ઝુલતાં
ઓ લાલ વહેલા આવજો હો લાલ ૭
લાલજી જેઠ મહીને જુગજીવન ઘેર આવીયા.
ઓ લાલ વહેલા આવજો હો લાલ ૮
લાલજી આષાડ મહીને અબળાને સુખ આપજો,
ઓ લાલ વહેલા આવજો હો લાલ ૯
લાલજી શ્રાવણ મહીનો સરવડેથી વરસીઓ.
ઓ લાલ વહેલા આવજો હો લાલ ૧૦
લાલજી ભાદરવો ભલીપેરે ગાજીઓ.
ઓ લાલ વહેલા આવજો હો લાલ ૧૧
લાલજી આસો માસે દીવાળી ભલે આવીયાં
ઓ લાલ વહેલા આવજો હો લાલ ૧૨
લાલજી ફુલવાડીમાં રંગ્યાં લાલમ લાકડાં,
ઓ લાલ વહેલા આવજો હો લાલ ૧૩
લાલજી તેનીરે ઘડાવું નવરંગ પાવડીઓ,
ઓ લાલ વહેલા આવજો હો લાલ ૧૪
લાલજી પાવડીઓ પહેરીને મહારે મોલે આવજો,
ઓ લાલ વહેલા આવજો હો લાલ ૧૫
લાલજી પાવડીઓથી રડયા તો ભલે પડયા,
ઓ લાલ વહેલા આવજો હો લાલ ૧૬
લાલજી બળતી ઝળતી બોલું છું પણ ઘણી ખમા,
ઓ લાલ વહેલા આવજો હો લાલ ૧૭

——(૦)——

## વૈરાગ્યના મહિના

કારતક આવ્યો ઓ સખી સજીએ સોળ શણગાર;
ઓઢવાને નવરંગ ચુંદડી. કંઠે એકાવળ હાર,
હવે તો ઘરમાં નથી ગોઠતું, જાણે લઉ વઇરાગ. ટેક
માગશરે મુકી ગયા, મનમાં ન આણી મેર;
રીસ કરી મથુરાં ગયા, કુબજા શું કીધી લહેર. ૧
કહો હરી કેમ રહું એકલી મારો શો અપરાધ;
હવે તો ઘરમાં નથી ગોઠતું જાણે લઉ વઇરાગ. ૨
પોષ મહીનાની પુનમે, સમણાં લાગ્યાં સાર;
સોળે શણગાર પ્રભુ મેં ધર્યાં ના આવ્યા દીનદયાળ. ૩
કહો હરી કેમ રહું એકલી મારો શો અપરાધ;
હવે તો ઘરમાં નથી ગોઠતું જાણે લઉ વઇરાગ. ૪
મહા મહીનાની સેજમા આવી વેરણ રાત;
હઇડે મારા વીસરી, રમશું કોની સંગાથ. ૫
કહો હરી કેમ રહું, એકલી મારો શો અપરાધ;
હવે તો ઘરમાં નથી ગોઠતું જાણે લઉ વઇરાગ. ૬
ફાગણ ફુલ્યો ફુલડે, વનમાં કેનર લાલું,
કસ્તુરીનાં છાંટણાં, ઉડે છે અબીલ ગુલાલ. ૭
કહો હરી કેમ રહું એકલી, મારો શો અપરાધ;
હવે તો ઘરમાં નથી ગોઠતું જાણે લઉં વઇરાગ. ૮
ચઇતર ચંપો મોરીઓ, મોરી છે દાડમ દ્રાક્ષ.
કોયલડી ટહુકા કરે ભમર કરે ગુંજાર. ૯
કહો હરી કેમ રહું એકલી, મારો શો અપરાધ;
હવે તો ઘરમાં નથી ગોઠતું, જાણે લઉ વઇરાગ. ૧૦

વઇશાખે વાયા વાવલા, તપે રાધાજીનું તન;
રાધા બોલડા લેઇ રડયાં. નથી બોલ્યાનું મન. ૧૧
કહો હરી કેમ રહું એકલી, મારો શો અપરાધ;
હવે તો ઘરમાં નથી ગોઠતું, જાણે લઉં વઇરાગ. ૧૨
જેઠ મહીને જદુરાયજી છુટી રાધાજીની વેણ;
રાધા અબોલડા લેઇ રહ્યાં, નથી બોલ્યાનું મન. ૧૩
કહો હરી કેમ રહું એકલી, મારો શો અપરાધ,
હવે તો ઘરમાં નથી ગોઠતું, જાણે લઉં વઇરાગ. ૧૪
અશાડ આવી ઉલટયો, મેહુલે માંડયો છે જોસ;
ગોરી ભીંજાય ઘર આંગણે પીઉ ભીંજાય પરદેશ. ૧૫
કહો હરી કેમ રહું એકલી, મારો શો અપરાધ;
હવે તો ઘરમાં નથી ગોઠતું, જાણે લઉં. વઇરાગ ૧૬
શ્રાવણ વરસ્યો સરવડે નદીએ નીરમળ નીર;
સુપનાંતરમાં દેખીયા, હરી હળધરના વીર. ૧૭
કહો હરી કેમ રહું એકલી, મારો શો અપરાધ;
હવે તો ઘરમાં નથી ગોઠતું, જાણે લઉં વઇરાગ. ૧૮
ભાદરવો ભલો ગાજીઓ, ભલો વરસ્યો છે મેઘ;
વીજલડી ચમકા કરે, ચોદસ ચાલ્યાં નીર. ૧૯
કહો હરી કેમ રહું એકલી મારો શો અપરાધ;
હવે તો ઘરમાં નથી ગોઠતું, જાણે લઉં વઇરાગ. ૨૦
આસો માસે નવરાતડી નવ દહાડા નવ રાત;
સઉ ગોપીઓ ટોળે મળી માંડવલી મંગળ ગાય. ૨૧
કહો હરી કેમ રહું એકલી, મારો શો અપરાધ;
હવે તો ઘરમાં નથી ગોઠતું, જાણે લઉં વઇરાગ. ૨૨

# ભાગ ૪ થો.

## નરસિંહજી મહારાજનો ગરબો.

ગણપતી સરસ્વતીને સમરૂં, બેઉ રહુ કરજોડરે.
નરસીંહજીનો ગરબો ગાતાં, કોઈ માં દેશો ખોડ, નરહરી લટકાળા.
ત્રણી મહેર કરો મહારાજ, ગુણનીધી છોગાળા. ટેક. ૧
લેહેરીપુરે દરવાજે જાતાં, જમણા હાથની ઓળરે.
રાજેશ્વર શીવાજીના સ્વામી, નરસીંહજીની પોળ. નર૦ ૨
શહેર તણી છે શી કહું શોભા, વરણ વસે છે અઢારરે;
નરસિંહજીના રાજ્યમાં, કોઇને દુઃખ નહીં તલભારરે. નર૦ ૩
દેશીવાણીયા નાણાવટી ને ગાંધી સરઇયા સારરે.
બેઉ ઓળમાં બહુ છે વસ્તી ચુડગરને કંસાર; નર૦ ૪
પુર્વ દીશાએ અષ્ટ ભુજાને ઉત્તર બહુચર ગાજેરે.
પશ્ચિમમાં તો પીર વસે છે, દક્ષીણ હનુમંત બીરાજે. નર૦ ૫
ચાર દીશાએ જબરી ચોકી, બીજા દેવ અપારરે;
શહેર વચે નરસીંહજી ગાજે સઉ શહેરને ભાર. નર૦ ૬
સિંહાસન આસન ઉપર, અલબેલો બીરાજેરે;
મંદીરની તે શી કહુ શોભા, નીત્ય ચોઘડીયાં વાજે. નર૦ ૭
પિતાંબર જરકસીના વાઘા, પાઘ કલંકી પટકોરે.
મોર મુગટને કાને કુંડળ, જોઇ ચિતમાં લાગે ચટકો. નર૦ ૮
હીમ હીરાને માણેક મોતી, શોભાનો નહી પારરે;

આભુષણુ શોભા દેખી, મન કરે વિચાર. નર૦ ૯
નીત નીત શોભા નઉત્તમ નયણે જોતાં પહોંચે આશરે;
જમણે હાથે જોત દીવાની, અખંડ બારે માસ. નર૦ ૧૦
નરસીંહજીની નીતી કહીએ, ત્રણ લોકથી ઝાઝીરે;
ઘીનાં ટાંકાં ઘેર ભર્યાં પણ, નરસીંહ લોટપર રાજી. નર૦ ૧૧
સમે આરતી શોભે કેવી, આનંદ સરખું થાયરે;
ઘંટને ઘડીયાળો વાગે, ગાન ગુણીજન ગાય, નર૦ ૧૨
દસરાને દીવસે વહાલો, અંબાડીમાં બીરાજેરે;
અઇરાવતની શોભા દેખી, કામ કોટીક તો લાજે. નર૦ ૧૩
આઠમ ચઉદશ દીવાળીયે આનંદ ઓચ્છવ થાયરે;
શ્રાવણ માસની શી કહું શોભા, એ ન વરણવી જાય. નર૦ ૧૪
શ્રાવણ વદી ત્રીજને દહાડે, કાજળનો મહીમાયરે.
પાછલી રાતે હીંડોળાના, ઘુઘરા છુટી જાય. નર૦ ૧૫
કારતક માસની શોભા કહીએ, પ્રભુનું લગ્નજ થાયરે;
સુદ ચઉદશની દીવીયો જોતાં ગાત્ર નરમ થઇ જાય. નર૦ ૧૬
ચઉદશની તો દીવીયોને પુનમનો વરઘોડોરે;
તુળશી વાડીયે દરશન કરવા, સજન સહુકો દોડો. નર૦ ૧૭
ચારે પાસે ચમર ઢળેને, બહુ બોલે છડીદારરે;
ખમાખમા સહુ સુખથી કહે છે, શોભાનો નહી પાર. નર૦ ૧૮
બ્રહ્માદિકને નારદ સરવે, અંતરિક્ષ જોવા આવેરે,
ધન ભાણાભાઈ ભાગ્ય તારૂં, નિત્યે લાડ લડાવે. નર૦ ૧૯
ધન તાત ધન માતા ધારી, ધન તારો અવતારરે;
નીત્ય પ્રભુને લાડ લડાવે ભાગ્ય તણો નહી પાર. નર૦ ૨૦
પરણાવીને પાછા વળ્યાને, આવ્યા રાજ અવાસરે;

તરેહ તરેહ આતશબાજી, ઉડે પ્રભુની પાસ   નર૦ ૨૧
ત્યાંથી પ્રભુ આગળ પધાર્યા આવ્યા મંદીર મોઝારરે
દેવ સર્વ વિમાને બેશી, કરે પુષ્પ વૃષ્ટિ અપાર.   નર૦ ૨૨
મંદીર સામી શોભા કેવી દીપમાળની શોભેરે.
પોળ મધ્યે મદનમોહનજી, દરશને મન લોભે.   નર૦ ૨૩
દયા કરી દરશન દેજો, અંગમાં ઉલટ આણીરે
કષ્ટ મારા સહુ કાપી નાંખો દાસ પોતાનો જાણી.   નર૦ ૨૪
રંક ઉપર તો રીસ ન કરવી મહેર કરો મહારાજરે,
ગાંડો ઘેલો દાસ તમારો બાંય ગ્રહ્યાની લાજ.   નર૦ ૨૫
નરસીંહજીનો ગરબો ગાયો, સુણજો સહુ નરનારરે,
એઉ કરજોડી શીવલાલ કહે, પ્રભુ ઉતારો ભવપાર.   નર૦ ૨૬

## શ્રી કૃષ્ણના દશ અવતારનો ગરબો.

મારા કૃષ્ણજીરે લોલ તે કંઠ કરું ઝુમણુંરે લોલ;
હરી હૈયા કેરો હાર મારા વાલારે કૃષ્ણ વગાડે રૂડી.
વાંસળીરે લોલ ટેક.

મારા કૃષ્ણજીરે લોલ પહેલે રૂપે કાનજીરે લોલ;
ધર્યો મચ્છ તણો અવતાર મારા વાલારે, મચ્છે સમુદ્ર ગોળિયોરે લોલ
માર્યો સંખા તે સુર દઇત મારા વાલારે.   કૃષ્ણજી૦ ૧
મારા કૃષ્ણજીરે લોલ બીજે તે રૂપે કાનજીરે લોલ.
ધર્યો કચ્છતણો અવતાર મારા વાલારે.
કચ્છે સમુદ્ર મથન કર્યોરે લોલ મેરને રવૈયો મારા વાલારે.
સમુદ્રની ગોળી કરીરે લોલ તુમે ગોપીનો નાથ મારા વાલારે;
શેષનાગનાં નેત્રાં કર્યાંરે લોલ કહાડયાં તે ચઉદ રતન મારા
વાલારે કૃષ્ણજી૦ ૨

મારા કૃષ્ણજીરે લોલ, ત્રીજેને રૂપે કાનજીરે લોલ,
ધર્યો વરાહતણો અવતાર મારા વાલારે.
પૃથ્વી લઇ દાઢ ઉપર ધરીરે લોલ, પેઠો તે પાંચ પાતાળ મારા
વાલારે કૃષ્ણજી૦ ૩

મારા કૃષ્ણજીરે લોલ ચોથેને રૂપે કાનજીરે લોલ;
ધર્યો નરસિંહ તણો અવતાર મારા વાલારે,
સ્થમ્ભ ફોડીને પ્રગટ થયારે લોલ મારી હીરણ્ય તે કંસ;
દઇત મારા વાલારે, ઉગાર્યો પ્રહલાદે ભક્તનેરે લોલ.
એવા ભક્તવત્સળ છો નાથ મારા વાલારે. કૃષ્ણજી૦ ૪
મારા કૃષ્ણજીરે લોલ પાંચમેને રૂપે કાનજીરે લોલ
ધર્યો વામનતણો અવતાર મારા વાલારે.
ત્રણ ડગલાં પૃથ્વી ભરીરે લોલ, બળી ચાંપ્યો પાતાળ મારા
વાલારે. કૃષ્ણજી૦ ૫

મારા કૃષ્ણજીરે લોલ છઠેને રૂપે કાનજીરે લોલ;
ધર્યો ફરશુરામનો અવતાર મારા વાલારે, ફરશી તે લીધી
હાથમાંરે લોલ છેદ્યાં ક્ષત્રીઓનાં શીષ મારા વાલારે.
પુતનાને હાથે હણીરે લોલ વાળ્યાં પીતાનાં વેર મારા વાલારે
કૃષ્ણજી૦ ૬

મારા કૃષ્ણજીરે લોલ સાતમેને રૂપે કાનજીરે લોલ;
ધર્યો રામચંન્દ્રનો અવતાર મારા વાલારે સીતા લઇ વન
નીસર્યાંરે લોલ, શેતુ બાંધ્યો પાહાણ મારા વાલારે.
રણમાં તે રાવણ રોળીઓરે લોલ, આપ્યાં વીભીષણ રાજ મારા
વાલારે કૃષ્ણજી૦ ૭

મારા કૃષ્ણજીરે લોલ આઠમેને રૂપે કહાનજીરે લોલ,

ધર્યો કૃષ્ણ તણો અવતાર મારા વાલારે, મથુરામાં હરી
પ્રગટીયારે લોલ, ગોકુળ કીધો છે વાસ મારા વાલારે.
માર્યો તે મામા કંસનેરે લોલ, ગોપી લડાવ્યાં લાડ મારા વાલારે
માતા પીતા છોડાવીયારે લોલ, આપ્યાં ઉગ્રસેનને રાજ
મારા વાલારે કૃષ્ણજી૦ ૮

મારા કૃષ્ણજીરે લોલ નવમેને રૂપે કાનજીરે લોલ ધર્યો બુદ્ધ,
તણો અવતાર મારા વાલારે જપમાળા કરમાં ધરીરે લોલ.
લીધું છે મુનીવ્રત મારા વાલારે. કૃષ્ણજી૦ ૯

મારા કૃષ્ણજીરે લોલ દશમેને રૂપે કાનજીરે લોલ ધર્યો
કલંકી અવતાર મારા વાલારે, ત્રણ પગલે ઘોડો દાંડેરે લાલ.
પૃથ્વી તો રસાતાળ મારા વાલારે કૃષ્ણજી૦ ૧૦

મારા કૃષ્ણજીરે લોલ, ગાય શીખેને સાંભળેરે લોલ પામે
તે વઇકુંઠ વાસ મારા વાલારે મહેતો નરસઈ વિનવેરે લોલ
રાખો ચરણ કમળની પાસ મારા વાલારે કૃષ્ણજી૦ ૧૧

---

## સીતાની કાંચળીનો ગરબો.

( પરમેશ્વરીને પાયે પડી હો બહુચરી કહુ કળીજુગના કર્મ એ રાગ )

કૈકે ક્રોધમાં બોલીયાં હો બહુચરી રામલક્ષમણ વન જાય,
પહેલું તે વન રામે મેલીયું હો બહુચરી સીતાએ રોપ્યાં છે વૃક્ષ
અમરો ને ડમરો રોપીઓ હો બહુચરી રોપ્યાં છે દાડમ દ્રાક્ષ,
રાજા રાવણનો મરઘલો હો બહુચરી વનફળ ચરી ચરી જાય.
ચરતાં સીતાએ ભાળીઓ હો બહુચરી કાંચળડી સીવડાય. ૩
સાવ સોનાનો કંચવો હો બહુચરી. ચામડામાં શો સાર.

નહી કાકાના કટમમાં હો બહુચરી; નહીં મામાને મોસાળ ૪
નહી મઈયરમાં બાંધવો હો બહુચરી કોને ચડાવું પાડ;
સીતા મહીયરનાં પાતળાં હો બહુચરી કોણ લડાવે લાડ. ૫
સીતાના બોલ સાંભળ્યા હો બહુચરી ધનુષ્ય લીધુ હાથ;
પહેલું તે બાણ રામે ફેંકીયું હો બહુચરી, જઈ પડયું દરીયા સાથ ૬
બીજે તે બાણે મૃગ મારીઓ હો બહુચરી ધાજો હો લક્ષમણવીર
સીતા કહે જાઓ દીએર હો બહુચરી હણ્યા તમારા વીર. ૭
ઘેલાં સીતા ઘેલું ન બોલીએ હો બહુચરી રામ હણ્યા કેમ જાય.
આણ આપી છે શ્રીરામની હો બહુચરી લક્ષમણ વાંસે ધાય. ૮
રાવણ આવ્યો જોગી વેશથી હો બહુચરી ભીક્ષા દો સીતામાય.
આણો આપી છે શ્રીરામની હો બહુચરી, ભીક્ષા આપી નવ જાય ૯
એક પગ મુકો આણમાં હો બહુચરી, બીજો તે આણો બહાર;
ખાંધે મુકીને રાવણ ચાલીઓ હો બહુચરી હરી છે સીતાનાર ૧૦
મૃગ મારીને રામ લાવ્યા હો બહુચરી, નાંખ્યો મઢીની બહાર.
સુનાં મંદીર દીસે માળીઆં હો બહુચરી, કયાં ગઈ સીતાનાર. ૧૧
રામ રૂવે લક્ષમણ રીઝવે હો બહુચરી, ઘેલા ના રોશો રામ;
સીતા સરખી પરણાવશું હો બહુચરી, સીતા ધરાવશું નામ. ૧૨
જળજળ કમળ ના નીપજે હો બહુચરી, વનવન અવર ના હોય
ઘેર ઘેર સીતા ન નીપજે હો બહુચરી, બંધવ વિચારી જોય. ૧૩
રામે તે પાનબીડાં ફેરવ્યા હો બહુચરી કોઈ છે બળીઓ જોધ;
બીડું ઝીલે હનનો જતી હો બહુચરી, લાવું સીતાની શોધ ૧૪
હામ ભેરી ઉપડયો હો બહુચરી, ગયો લંકા મોઝાર;
જોયાં ચોરાસી ચૌટડાં હો બહુચરી, જોઇ જોઈ તો બાવન બજાર. ૧૫
જોયાં મંદીર જોયાં માળીઆં હો બહુચરી, જોયું રાવણનું રાજ;

કંઇ સીતા દીઠાં નહીં હો બહુચરી, ગયો પાણીઆરીને ઘાટ.૧૬
બાઈ પાણીયારી તને વીનવું હો બહુચરી, ક્યાં છે સીતાબાઇ;
અશોકવાડીને ઝાડવે હો બહુચરી, ત્યાં જો તુજથી જવાબ. ૧૭
ત્યાંથકી હનુમંત ચેઢીઓ હો બહુચરી, આસોપાલવને ડાળ;
પડતી મહેલી પવીત્ર હો બહુચરી, મહેલી તે સીતા નાર. ૧૮
મુદ્રીકા મારા રામની હો બહુચરી, ક્યાંથી લાવ્યો હનુમાન;
કોને તને જોવા મોકલ્યો હો બહુચરી, કોણે આલ્યાં એંધાણ. ૧૯
રામે જોવા મોકલ્યો હો બહુચરી,લક્ષ્મણે આલ્યાં એંધાણ;
બાળ લેવા હું આવિયો હો બહુચરી પંચવટીથી પ્રમાણ. ૨૦
તરશો તે હઇશ બાઈ સાવજા હો બહુચરી તલાવે તે નીર પી જા;
ભુખ્યો તે હઇશ બાઈ સાવજા હો, બહુચરી પડયાંજ વનફળ ખા. ૨૧
ઝીઝોરેને ઝપાટે હો બહુચરી, ખંખેરેને ખાય;
માળી આવ્યો માથુ કુટતો હો બહુચરી, રાવણ પાસે જાય. ૨૨
રાવણ બળથી બોલીઓ હો બહુચરી, મારો બળીને બાણ;
મારજો લોઢેને લાકડે હો બહુચરી, મારજો એરણ ઘાણ. ૨૩
કુંભકરણે બાથા ભીડીયા હો બહુચરી, માર્યું બળીને બાણ;
ઇંદ્રજીતે બાથા ભીડીયા હો બહુચરી, કે હું વાળું એનો ઘાણ. ૨૪
નહી મરૂં લોઢેને લાકડે હો બહુચરી નહી મરૂં એરણને ઘાણ;
સાચુ બોલ બાઇ સાવજા હો બહુચરી, શેને તજે તું પ્રાણ ૨૫
અધી લંકાનાં ગોદડાં હો બહુચરી, શરૂ ઘાણીનું તેલ;
મારે તે પુછડે બાંધજો હો બહુચરી અગ્નિ તેમાં મેલ. ૨૬
ગોત વાંદરાનું તે થકી હો બહુચરી, ચેતજો મનમાં ઝટ;
ત્યાં થકી ઉપડયો ઠેકડે હો બહુચરી, જાઇ બેઠો લંકાગઢ. ૨૭

બાંધ્યાં ચોરાસી ચઉટાં હો બહુચરી, બાંધ્યાં છે બાવનબજાર;
રાખ્યાં વિભિષણ ખોલડાં હો બહુચરી, આસાપાલવ ડાળ. ૨૮
લંકા બળે અતુલની હો બહુચરી, હનુમાનને હસવું થાય;
જુનાગઢને ગાંદરે ગાંદરે હો બહુચરી; નાગર નરસઇયો ગાય. ૨૯

## અંબાજીનો ગરબો.

( ગોરમાના ગરબાનો રાગ. )

હું તો ગણપત લાગુ પાય કે ગાઉં ગરબો આરાસુરી તણોરે લોલ.
આરાસુરમાં બેઠી માત કે મહિમા માતઘણોરે લોલ.
માને પારે આવે લોક કે દૂર બહુ દેશથીરે લોલ,
આવે બાળજોબનને વૃદ્ધ કે અતિ ઘણા હેતથીરે લોલ. ૨
મા દીવસમાં ત્રણ રૂપ કે ધરે અતિ શોભતાંરે લોલ.
જોબન બાળ અને વળી વૃદ્ધ કે આયુધ ઓપતાંરે લોલ. ૩
માને છત્ર સોનાનું છાજે કે રત્નની ઝુલ્યછેરે લોલ;
ફરતી હીરાની છે કોર કે છત્ર અમુલ્યછેરે લોલ. ૪
કેસરી ઉપર બેઠી માતકે સહુ આયુધ ધરેરે લોલ,
કોટી સુરજ ઝાંખા થાય કે લેલાટે ભાઉ કરીરે લોલ. ૫
માને શોભીતા શણગાર કે, શોભા શી કહુંરે લોલ,
માનો શેષ ન પામે પાર કે, હું તે શું લહુંરે લોલ. ૬
માને કંઠે એકાવળ હાર કે શોભે અતિ ઘણોરે લોલ,
માને બાંહે બાજુબંધ કે સુડો સોના તણોરે લોલ ૭
હીરા રત્નતણી કંગણીઓ કે ચુનીઓ મઢી અતિ ઘણીરે લોલ;
સાચા મોતીના ગજુબંધ કે મધ્યે છે મણીરે લોલ. ૭
માને કાને કળાફુલ કે નાકે વાળી શોભતીરે લોલ,
માને સેંથો પુર્યો અનુપ કે દામણી ઓપતી લોલ, ૮

માને દશે આંગળીએ વેઢ કે ઝાંઝર ઝમઝમેરે લોલ;
કલ્લાં કાંબીને તોડા કે ઝાંઝર ઝમઝમેરે લોલ. ૧૦
માને ચણીઓ ચોળાને ચીર કે ઓઢી ચુંદડીરે લોલ;
માના ચોક વચ્ચે સહુ નાર કે ફરે ફુદડીરે લોલ. ૧૧
માને ઘીની બળે છે જોત કે, જોઇ રવી થોભીઓરે લોલ;
માનું તેજ જોઈ મન મોહે કે હું તો લોભીઓરે લોલ. ૧૨
માના દરશનથી દુઃખ જાય કે પાપ સહુ બળેરે લોલ;
શું કહું મંડપની શોભાય કે મુખમાં અમી ઝરેરે લોલ. ૧૩
માને માનસરોવર સાર કે માંહી અમૃત ભર્યુંરે લોલ,
તેમાં જે કોઇ જઇને નાહ્યા કે તેહનું કામ સર્યુંરે લોલ. ૧૪
શું કહું સ્થાનકની શોભાય કે કામ મીના તણુંરે લોલ;
માનો પુનમે સંઘ ભરાય કે શું વરણન કરૂંરે લોલ. ૧૫
ફરતી બંગલાને બેઠકો કે આત ઘણી ઓપતીરે લોલ;
માને સન્મુખ છે એક વાવ્ય કે સુંદર શોભતીરે લોલ. ૧૬
ત્યાંથી ચાલ્યા ઉત્તર માંહ્ય કે સુંદીર બાગ છેરે લોલ;
શું કહું આરાસુરની શોભાય કે રચના અથાગ છેરે લોલ. ૧૭
માને સુરીનર મુનિજન સેવે કે બ્રહ્મા ધ્યાન ધરેરે લોલ;
માને નીશદીન સનમુખ કે દેવ સ્તુતી કરેરે લોલ. ૧૮
માનો ગરબો જે કોઈ ગાય કે નીત્ય પાઠ કરેરે લોલ;
કોટીક પાપ પ્રલય થાય કે તે સેહેજે તરેરે લોલ. ૧૯
માજી શેવક જાણી તારો કે કરૂણા કીજીએરે લોલ;
માજી દીન સેવકની વીનતી કે ઉરમાં લીજીએરે લોલ. ૨૦
માજી ગુણ ગાવા નીશદીન કે બુદ્ધી આપજોરે લોલ;
સુણી રણછોડદાસની વીનતી કે શરણે રાખજોરે લોલ. ૨૧

# ભાગ ૫ મો

## કાળીકાનો ગરબો,

જુગદેવીરે જશ ગાઉ છું મહાકળીરે, ૧
ઉભ્યાએ વસજો માત પાવા વાળીરે;
સેવક જાણી તાહરો મા. શીર ઉપર ધરજો હાથ પાવા. ૨
હોંશ હઇડામાં થાય છે મા. ગુણ ગાવાનું છે મન. પાવા. ૩
દયા કરો તમ દાસને મા. તેથી ઉપજે બુદ્ધી પાવન. પાવા. ૪
ગુણ ગંભીર છે તાહરા મા કહેતાં ન આવે પાર. પાવા. ૫
બાળક બુદ્ધિ શું કરૂં મા. જો હોય તારો આધાર. પાવા. ૬
નવતેરી નગરી વિશે મા. ચંપાવતી ચતુરસુજાણ. પાવા. ૭
રામ સરખું રાજ છે મા. મહી વસે અઢારે વરણ. પાવા. ૮
ત્યાં ચતુર નારીઓ અતી ઘણી મા. નીરમળ છે તેનું મન પાવા. ૯
ગરબો ખેલે ચોકમાં મા. નવરાત્રી ફેરે દીન. પાવા. ૧૦
શણગાર સરવે શોભતા મા. પહેરી હીરાગળ ચીર પાવા. ૧૧
ગુણવંતી ગરબે રમે મા. રાખીને મનશું ધીર. પાવા. ૧૨
તાળીની ઝડીઓ પાડે મા. ત્યાં શોભા નૌતમ થાય; પાવા. ૧૩
કોકીલ શબ્દ સોહામણા મા. નવરંગી નારી ગાય. પાવા. ૧૪
તે પળે માતા આવીયાં મા. વીજળીના સરખુ રૂપ; પાવા. ૨૫
સુરજ સરખાં શોભીતાં મા. માએ રૂપ ધર્યું અદ્ભુત. પાવા. ૧૬
રાણીઓ સર્વ ઝાંખી પડી મા. તેજ તણા અંબાર પાવા. ૧૭
રાણીઓ મનમાં એમ ધરે મા. આ કો નવલી નાર. પાવા. ૧૮
રૂપ સ્વરૂપે આગળી મા. જેની સોના સરખી કાય; પાવા. ૧૯
મધ્યરાત્રે રાણીઓ પરવરી મા. જઇને વિનવીયો રાય. પાવા. ૨૦
રાણીઓ રાય આગળ કહે મા. સાંભળજો પ્રાણ આધાર પાવા. ૨૧

એક રામા સુંદીર આવી છો મા. જ્યાં બાવનમો બજાર પાવા. ૨૨
બત્રીસ લક્ષણુ આગળી મા. તે તો પદમણીનો અવતાર પાવા. ૨૩
તેને જોઈ ત્રીભોવન મોહી રહે મા. તે આગળ નહિ કો નાર પાવા. ૨૪
રાજાને નામી ગમી મા. વળી સુરજ થયો પ્રકાશ. પાવા. ૨૫
તે દિવસ ગયો અતિ દોહલો મા. મનડામાં મોટી હામ પાવા. ૨૬
વળી રાત પડી દીન આથમ્યો મા. ચોઘડીઆં ડમકે બહાર પાવા. ૨૭
ઘેરઘેરથી સઉ નીસર્યાં. મા. ગરબે ગાવા સઉ નાર. પાવા. ૨૮
રંગ મચ્યો સાહેલડી મા. એવામાં આવ્યાં માત; પાવા. ૨૯
ત્યાં રાણીએ દાસી મોકલી મા. રાય આગળ કહે વાત પાવા. ૩૦
ત્યાંથી પતાઇ રાવળ ઉઠયો મા. જોવાની નવલી નાર પાવા. ૩૧
આવી નીરખી નયણે ભરી મા. વિષય વળો અપાર પાવા. ૩૨
નખ શીખ સુધી નીરખીયાં મા. મુરછાએ પડીઓ રાય પાવા. ૩૩
રાજા રૂપે મોહી રહ્યો મા. નારીશું લાગ્યો નેહ. પાવા. ૩૪
રમતાં રજની વહી ગઇ મા. સઉ વળ્યાં પોતાને ઘેર પાવા. ૩૫
ત્યારે માત ચાલ્યાં એકલાં મા. પતઇએ જાણી પેર; પાવા. ૩૬
પાપી પુંઠે પરવર્યો મા. માતાનો ઝાલ્યો હાથ; પાવા. ૩૭
માગ માગ મુખથી કહ્યું મા એવું સુખથી બોલ્યાં માત પાવા. ૩૮
તારૂં રૂપ વસ્યું હૈયા વિષે મા. હું રાખીશ મારે ઘેર પાવા. ૩૯
ત્યાં મહેલ ચણાવું માણેકના મા. તેની કોઇ ન જાણે પેર; પાવા ૪૦
મારે મોહોલે રાણીઓ અતિ ઘણી મા તેમાં પટરાણી આપ પાવા૪૧
ખાઓ પીઓ ખુશી કરો મા. રૂડી રાજ્ય સરખી રીત પાવા. ૪૨
ત્યારે કોપ કરીને બોલીયાં મા. તારૂં પ્રગટયું રાજા પાપ પાવા. ૪૩
તારૂં રાજ્ય જશે જડમુળથી મા. આવી મળશે તારો હોમ પાવા. ૪૪
ચેત ચેત તું અભાગિયા મા. ત્યાં રોપ્યો રણુસ્થંભ; પાવા. ૪૫

પોઠ ચલાવી પાધરી મા. બુડીઓ દરવાજે બંધ; પાવા. ૪૬
સુરદાસે રહીને પુછ્યું મા. શું ભર્યું છે માલ રસાળ પાવા. ૪૭
ત્યારે બુડી મારી કારમી મા. મોગલા મહીંથી નીકળ્યા દહીત પાવા૪૮
ત્યારે સળીયે વાટળીયે સત્ય મુક્યું મા. જઇ પતાઇને કહી પેર પાવા૪૯
જુધ મચ્યું જેમ જોરથી મા. થઇ ત્યાં રહ્યા ઉતપાત પાવા. ૫૦
તારે એવું દળ સઘળું રહ્યું મા. તે જુધ થયું વરસ બાર પાવા. ૫૧
લેઇ લશ્કર આગળ થયો મા. પછી ભેળવીઓ ચંડાળ; પાવા. ૫૨
લોહી તણી નદીઓ વહી મા. ત્યાં વરત્યો હાહાકાર પાવા. ૫૩
તારે પતાઇ રાવળનું પત ગયું મા. જાણી જુગમાં વાત પાવા. ૫૪
તારે પતાઈ મનમાં સમજ્યો મા. મુજ ઉપર કોપ્યાં માત પાવા. ૫૫
કરગરતો રાજા ગયો મા. બેઉ કરજોડી હાથ. પાવા. ૫૬
મુજ ઉપર માતા મહેર કરો. મા. દળ સઘળુ પાછુ જાય; પાવા. ૫૭
મહાકાળી મનમાં એમ ધરે મા. સુબાને આપું સુખ: પાવા. ૫૮
મા તું અનામી રાણીઓ મા. પતાઈનું ટાળ્યું દુઃખ પાવા. ૫૯
જે ગાયે શીખેને સાંભળે મા. તેની માતા પુરે આશ; પાવા. ૬૦
મા તું ગુણવંતી કાળકા મા. ગુણ ગાય એ ગોકળદાસ પાવા. ૬૧

## ગોરમાનો ગરબો.

ગોરમા ગણપત લાગુ પાય કે વીધાત્રાને વીનવુ રે લોલ.
ગોરમા ઘરડોને ભરથાર કે, આપો શું મનેરે લોલ,
ગોરમા ધીક ધીક અવતાર કે, શું હું કહું તનેરે લોલ,
ગોરમા રણ સંબંધી મુજ તાત કે, મા મારી પાપણીરે લોલ,
ગોરમા સંસાર કીધો સરપ કે, સજે થઈ સાપણીરે લોલ,
ગોરમા હું છું નાનું બાળ કે, પીઉ ડોસીઓરે લોલ,

ગોરમા દીઠે પડે છે ફાળ કે, મુરખ છે બુઢ્ઢીઓરે લોલ.
ગોરમા મારૂં થયું જોબન કે પીઉ ઘરડો થયોરે લોલ,
ગોરમા હું કઇ કોઇીલ શબ્દ કે પીઉ તો સુઇ રહેરે લોલ.
ગોરમા મુજને થયાં વરસ સોળ કે, પીઉને એંશી થયારે લોલ,
ગોરમા દીઠે જાણું જક્ષ કે, બુધ સઘળી ગઇરે લોલ,
ગોરમા શિયાળાની રાત કે સરદ સોહામણીરે લોલ.
ગોરમા વ્રદ્ધ પીયુની જાત કે, દીસે બીહામણીરે લોલ,
ગોરમા રજની રમવા ધગ્યું કે આંજુ આંખડીરે લોલ.
ગોરમા ચેન કરતો બોલે કે ગ્રહી લાકડીરે લોલ,
ગોરમા શિયાળાની રાત કે સ્વાદ હોય અતિ ઘણોરે લોલ,
ગોરમા રજની વિતિ એક કે, આજ મારે આખડીરે લોલ,
ગોરમા કંટક તનમે બડકે કે, ડોહો કેમ મરેરે લોલ,
ગોરમા નવરાત્રીના દીન કે, સરદ સોહામણીરે લોલ,
ગોરમા દુરબળ મારો કંથ કે, દીન જાય દોયલારે લોલ,
ગોરમા વિજયાદશમી દિન કે સહુ શણગાર સજેરે લોલ,
ગોરમા મારે ઘરડો કંથ કે ધીક અવતારનેરે લોલ,
ગોરમા સહુને મન દિવાળી કે મારે મન હુતાસણીરે લોલ,
ગોરમા મોરા કરમના ભોગ હું નિસાસણીરે લોલ,
ગોરમા રાત દીવસ ન દેખુ કે જાણું દવ બળેરે લોલ,
ગોરમા મુજ સરખો પુરૂષ દેખું કે મન મારૂં બળેરે લોલ,
ગોરમા મારા કાળા કેશ કે એના ધોળા થયારે લોલ,
ગોરમા હું થઇ જોબન વેશ કે, તન મારૂં બળેરે લોલ,
ગોરમા મોઢે આવે લાળ કે, નેત્રે નિર ઝરેરે લોલ;
ગોરમા હું નારંગી જેવી કે, તન મારૂં બળેરે;

ગોરમા સેજ બિછાવે પુષ્પ કે, તે દેખી ડરેરે લોલ,
ગોરમા સાસ ઉસને પીડ કે, પીઉ ઉંઘી સુવેરે લોલ,
ગોરમા આભુષણ પહેરૂં અંગ કે વસ્ત્ર બહુ ભાતનાંરે લોલ.
ગોરમા મીથ્યા થયો અવતાર કે, અસ્ત્રી જાતમાંરે લોલ,
ગોરમા શું આપ્યો અવતાર કે નાગરી નાતમાંરે લોલ.
ગોરમા સુખ ન પામી એક કે, દુઃખ બહુ ભાતનાંરે લોલ.
ગોરમા જેને જોબન કંથ કે પુન્ય કીધાં હશેરે લોલ,
ગોરમા મેં કીધા બહુ પાપ કે હું રૂદની બહુરે લોલ.
ગોરમા ઓરીઓ ન વિત્યો એક કે, અધરણીની રીતનોરે લોલ.
ગોરમા પુરૂષ ન દીઠો એક કે, પુરી પ્રીતનોરે લોલ,
ગોરમા શીવજી પુજુ સદાય કે પામુ જોબન ધણીરે લોલ,
ગોરમા મન મારૂં બ્યાકુળ કે એનું કેમ ગમ્યુંરે લોલ.
ગોરમા કામી દેજો કથ કે, ભય ભાગે સહુરે લોલ.
ગોરમા નહોતી સાસુ નણંદ કે, તો જીવતી રહુંરે લોલ;
ગોરમા પીઉજી આવે ઘેર કે, હું ભમતી ફરૂંરે લોલ.
ગોરમા લાવ્યા એકજ વસ્ત્ર કે, હું તો શું કરૂંરે લોલ,
ગોરમા દુઃખનાં ઉગ્યાં ઝાડ કે સુકયાં પાળવારે લોલ.
ગોરમા હું સંપુર્ણ કુંભ કે મારી જાળવેરે લોલ.
ગોરમા લોક સાગે કરૂં હોંશ કે મા મારી વારતીરે લોલ,
ગોરમા જણતાં દેતી ફાંસી કે વીખ દેઈ મારતીરે લોલ.
ગોરમા પીવજી પોઢોડયા બહાર કે જાણે થઉ સતીરે લોલ,
ગોરમા હવે મરૂં સત્ય કે, જો કરમની મતીરે લોલ.
ગોરમા વિનતી કરૂં છું એક કે જે કરમ તણી પતીરે લોલ,
ગોરમા કરજોડી લાગુ પાય કે, સમર્થ દેજો પતીરે લોલ.

ગોરમા વિનતી કરૂં છું એક કે, આજ સુધી સાંભળોરે લોલ.
ગોરમા સહુને દેજો જોડ કે, માતા કરૂણા કરીરે લોલ.
ગોરમા કામી દેજો કંથ કે વલ્લભ કહે કરગરીરે લોલ.

---

## બાળ લીલાનો ગરબો.

કુંવરને વારોને વ્રજરાણી ટેક.

સહુ વ્રજનાર મળીને આવી, શ્રી યશોદાજીને ધામેરે,
લાડકવાયો પુત્ર કર્યો કયમ, વસીએ ગોકુળ ગામ. કુંવર ૧
એક કહે જળ ભરવા જાઉં ત્યારે ઘરમાં પેસે ગીરધારીરે:
માનશો નહિ પણ માડી કહું તમે, સાંભળોને ગતિ મારી. ૨
સાંચ્યું સંતાડ્યું હોય જે મારૂં તે ક્ષણ શોધી કહાડેરે;
પોહોચે નહિ તો પાટો માંડીને, તેથી ન પહોંચે તો પાડે. ૩
ત્યારે માતાજી એમ બોલ્યાં તમે, તમે ચતુર થઇ કાં ચુકોરે:
જ્યાં એની દ્રષ્ટે પડે નહી ત્યાં અંધારે વસ્તુ મુકો. ૪
યશોદા શું વિનંતી કહે વાણી, મુકી જોયું અંધારા માંહેરે.
એની શી ચિંતા થાય અજવાળું, જઈ ઉભો રહે જ્યાંય. ૫
કૃષ્ણ માતા એણીપેરે બોલ્યાં મેલી ગોપી શીદ શોચે.
અહિ માખણ ઉચું શીકે મુકો, ત્યાં બાળક નહિ પહોંચે. ૬
તવ બોલી એક બાળા આવો, હું શીકાની ગત દેખાડુંરે.
શાણા સુતનાં જુઓ પરાક્રમ, થાય અંતર ટાઢુંરે. ૭
લાકડી લઇ ઉખલપર ચઢીને. શીકેથી લઇ સહુ ખાયરે,
સખાને આપે તેથી તે વધે તો, માકલડાંને પાય, ૮
માતા કહે એ બળથી ન પહોંચે, એવું ઉચું તમે બાંધોરે,

મહી તણું મુખ વસ્ત્ર બાંધી, સોય દોયડે સાંધો. ૯
હજી તમે પણ લક્ષણ લાડકવાયાનાં ન જાણો માતરે,
ઘરમાં ગરીબ એ બારણે બીજે, ચિતે તે જાણે વાત. ૧૦
એક સખીની ખાંધે ચઢીને, અતિ ઉંચું પણ ચાખેર,
તેથી ન ફાવે તો દોણી કરે કાણી, ધારે તળે મુખ રાખે. ૧૧
ત્યાં માતાજી કહે બાળકને, હું કઇ રીતે ખોળું રે;
મહી માખણ મુકી મજુસમાં; દોને ત્રિયા તમે તાળું ૧૨
એક કહે માડી એમ કરે તો થાય છે બમણું જાનરે
ખાવા ન પામે ત્યારે ખીજી દે ગાળો, ભાગે પાત્ર બહુ કાન. ૧૩
કંઇ ન ચાલે તો છોડે વાછરડાં, વેળા વિના ધવરાવેરે;
સુતા બાળકને જઇ જગાડે, ચુંટીઓ દેઈ રડાવે. ૧૪
એવું સુણીને કહે રાણીજી, દઈશ શીખામણ બાઇરે;
મંદીરમાં પેઠો દેખો તો, લાવજો એને સાહી. ૧૫
અરે માત મેં એક દીવસ તો, સંતાઇ આવનો હેયોરે;
પેસી સદનમાં ખાવા વળગ્યો, એટલે જઇને ઘેર્યો. ૧૬
મેં કહ્યું ચોર આજ આવ્યો દાવે, નહી જાવા દેઉં અહીંથરે.
મરડી મુછ એણે કહ્યું મુજને, હું જઇશ તું જોઇ રહીશ. ૧૭
કરી કાળા એમ તો મહી ભર્યું મુખ, એટલે જઇ મેં ઝાલ્યો;
કર્યો કોગળો મારી આંખમાં, હું ચોળવા રહી એ ચાલ્યો. ૧૮
એક કહે મેં ઝાલ્યો તો આજ, તો પણ એ નવ ગાંઠયોરે;
તોડી મુજ મુકતાફળ માળા હું વીણવા રહી વહાલો નાઠો. ૧૯
એટલામાં એક અબળા આવી, કહ્યું જુઓ લાવી ઝાલીરે,
છેડો ઉઘાડે તો પુત્ર પોતાનો, લજવાણી પડી ઠાલી. ૨૦
એવે યશોદાજી બોલ્યાં, દાવાં સાચાં સહુ હોશોરે;

મારો વાલો મારા ઘરમાં પોઢયો આવશે જાગીને જોશો. ૨૧
એવું કહેતાં પ્રભુ આંગણે આવ્યા, નીદ્રામાંથી ઉઠીરે.
યશોમતિ કહે જુઓ આ મારો બાળક યુવતિ તમે સર્વે જુઠી ૨૨
એમ કટાક્ષ કરી સહુ કામની, સામું શ્રીકૃષ્ણે જોયુંરે,
લોટ પોટ થઈ ગઇ સહુ લલના, પ્રીતમ મન પરોવ્યુ. ૨૩
સામા સામી લોચન મળતાં, કરી સમસ્યા છાનીરે;
સર્વે કહ્યું આવજો મારે મંદીર, મોહને લીધું માની, ૨૪
ગોપી ગોવીંદની ગત ન્યારી, શું જાણે સંસારરે.
હૈયે હેતને વડે વદનથી; કોણ લહે તેનો પાર. ૨૫
શાખે સાંભળે ગાયે જસ્ઓ, શ્રીકૃષ્ણ બાળ ચરિત્રરે.
દોલત પ્રભુ પ્રસન્ન થાયને પાવન થાય પવિત્ર ૨૬

## મુંબઈ સુરતનો ગરબો.

સારૂં સારૂંરે સુરત શહેર મુંબઈ અલબેલી,
માંહી બાલાજીની મેહેર, મુંબાઇ અલબેલી. ટેક
સાત માળની મેડી ચણાવી, માંહી બેઠાં શેઠાણીરે;
ચાંકર મહેતા મજરે ચાલે. વાણીઆની બધ્ધર રાણી. મું ૧
મુબઈ રાણી સહુ ઠકરાણી, ભરે બેડું ન પાણીરે.
કાવડીઆ તો પાણી આણે, પીયે પાણી શેઠાણી. મું. ૨.
મુંબઇમાં કહ્યાં સાંકળાં, કંઠલીનો નહી પારરે.
મુંબઈ શહેરના શાહુકારોને દેવાળાની શી વાર. મું. ૩
સુરતની તો સાડીયોને ઉપર કસબી કોરરે;
મુંબઇ શહેરમાં કાપડીઆને કોઈ માં દેશો ખોડ. મું. ૪

મુંબઈ શહેરમાં ઘણી ગાડીઓ, બગીઓનો નહિ પારરે;
સાંજ ફજર સૌ ફરવા નીકળે વાડી લાડી લઈ બહાર. મું. ૫
મુંબઈની તો મારકીટમાં, સુખડીઓ વેચાયરે;
તેથી મહીઅનો હલવો, સારો, સૌ લેવા મન ચહાય. મું. ૬
મુંબઈમાં તો સરવે સુખ પણ ત્રણ પાંતીનું દુઃખરે;
ભાડું મોઘું બળતણ મોઘું જ'દર ભાવું મુખ્ય. મું. ૭
મુંબઈના પાન બીડામાં સોપારીનો કટકોરે;
સાઠ વરસની ધરડી ગાડર તોય ન મુકે લટકો. મું. ૮
અમદાવાદી હરામજાદી ખંભાતી ગોજારીરે;
વડોદરાની વાંઝી નારી સુરતની બલિહારી. મું. ૯

## વડોદરાનો ગરબો.

ધન ધન ધનરે વડોદર શહેર રૂપે રંગીલું. ટેક.
રૂપે રંગે છેલછબીલું અલબેલું અપારરે;
વડોદરાનું વર્ણન કરતાં સુણજો નરને નાર. રૂપે૦ ૧
બહાર પરાની વસ્તી ભારી શોભાનો નહી પારરે;
વીનવતામાં વર્ષજ વીતે પરાં બાર બજાર. રૂપે૦ ૨
આકુતપર અડાણિયું, ને કાસુપુરમાં ગૌખાનુંરે;
ફોગટીયા સહ ફતેપરામાં દેવાળીયાનું ઠેકાણું. રૂપે૦ ૩
સરશીઆની પાળજ ઉપર, જેઠીનો અખાડોરે;
અષ્ટભુજા અલબેલી ઉભાં, પાછળ ગોસાંઇવાડો. રૂપે૦ ૪
સરસનાથ છે સામી પોળે, વધડા વાડી ત્યાંયરે
અજબ તળાવની પાસે થઇને ચાલ્યા અલકામાં જાય. રૂપે૦ ૫
લાલ દરવાજે બંબાખાનું, વાંદરીયો બુરજરે.

મીઆં મહમદની વાડી જાણું, ઝળકી રહ્યા સુરજ. રૂપે૦ ૬
હાથીયા ખાણને દરવાજે, કાંઇ હલીસે હનુમાનરે.
રામતળાવની પાળ ઉપર રામેશ્વર ભગવાન. રૂપે૦ ૭
ઘોડયા દરવાજે આઇને, સીધવાઓ જવાયરે;
અજારામના દરહાળ સામી, ચોખંડી કેહેવાય. રૂપે૦ ૮
મરદાબારીએ થઇને ચાલ્યા, કરવા રૂડુ કાજરે.
લકડપીઠું મદનઝાંપો, ગોસાઇજી મહારાજ. રૂપે૦ ૯
સીધનાથનાં દર્શન કીધાં, આવી ઉંચી પોળરે.
ચોરને બેઠા ગરદન મારે બેસાણ્યા ભાગોળ. રૂપે૦ ૧૦
બહુ પરૂં છે બાલાજીનું ડાંડીયુ બજારરે.
સકર કુઇને ઝાંપે રૂડો લાલ નામ સરકાર. રૂપે૦ ૧૧
આનંદપરામાં આવીયાન રાવપુરાને ઝાંપેરે,
જ્ઞાન દક્ષણા રૂડી થાએ ગણપતરાવ ત્યાં આપે. રૂપે૦ ૧૨
ઉભી બજારની શોભા સારી આવી ખારી વાવરે
સન્યારૂપ છે રંગે રૂડું સુરસાગર તળાવ રૂપે૦ ૧૩
વડી વાડી ધીના કાંટે નાગરવાડો વિખ્યાતરે.
આદીતવારે દરશન કીજે બેઠી બહુચર માત રૂપે૦ ૧૪
ઉભે ચોકે લીમડી બજારે રુડી શોભા થાયરે.
મૃદંગ વાગે નારી નાચે ઝીણી કંઠે ગાય, રૂપે૦ ૧૫
નીજામપરું જુતડીને ઝાંપે રોકડીઆ હનુમાનરે.
સુરસાગર ચૌઘટ દરવાજે ત્રણુજ છે કમાન. રૂપે૦ ૧૬
શહેરની સર્વે રચના દીઠી શોભાનો નહી પારરે
હાથી ઘોડા પાલખીઓ ને વાંકડીઆ સવાર રૂપે૦ ૧૭
ચારે દીશામાં ચારે ચૌટાં વચ્ચે માંડવી ચોકરે.

ઉંચા મહેલ મેડીને અટારી છજા ઝરૂખાંને ગોખ. રૂપૈ૦ ૧૮
માંડવીને કમાન ચોપાસે ચતુર કરે વેપારરે.
કાછીઆ દુકાનો માંડે ઉભી હાથી લાર. રૂપૈ૦ ૧૯
ચોપાટ જોવા ચારે રસ્તાં સરખા સરખી ઓળરે.
પાણીને દરવાજે બેઠાં વાઘ કરે કલ્લોલ. રૂપૈ૦ ૨૦
રાજે તળાવની સુંદર શોભા જોતામાં મન મોહેરે.
નારી સઉ જળ ભરવા જાએ નૌતમ રચના હોય. રૂપૈ૦ ૨૧
રામપરો દરવાજો કહીએ દેરૂ છે સનમુખરે;
પરમેશ્વરનાં દર્શન કરતાં જાય જનમના દુખ, રૂપૈ૦ ૨૨
લહેરીપુરાની લહેર સૌથી શોભા છે ભરપુરરે.
સુરસાગર રત્નાગર જેવું વાગે બહુ રણતુર. રૂપૈ૦ ૨૩
ચોથો દરવાજો ચાંપાનેરી શરણીઆની વાટરે,
વિસ્તારીને વર્ણન કીધુ ચોક પોળને હાટ. રૂપૈ૦ ૨૪
નગર નિરખ્યું મન હરખ્યું પ્રભુ થાય પ્રસન્નરે.
નરસીંહજીની પોળમાં નરહરીનાં દર્શન, રૂપૈ૦ ૨૫
રાજરાજે રણછોડજીને મહાલક્ષ્મી સુજ માતરે
ગોરધનનાથ બળદેવજી ચાલો પુંડરીનાથ. રૂપૈ૦ ૨૬
બલખતખાતું જનાનખાનું દીવાનખાનું પાસરે
ધરમતણી તો ધ્વજા ફરે છે ઉંચા મહેલ અવાસ. રૂપૈ૦ ૨૭
ઘણી કારીગરી કચેરીમાં જાતજાતના રંગરે,
નૌતમ નારી નાચ કરે છે કોમળ તેનાં અંગ. રૂપૈ૦ ૨૮
તરેહવારનું ટંકોરખાનું, ગોવીંદરાજનો મેહેલરે,
ગાયકવાડના મહેલ આગળ, શોભા સઘળી સેહેલ રૂપૈ૦ ૨૯
દાદાસાહેબ ને નાના સાહેબ બાવા સાહેબ મહારાજરે,

ગણપતરાવ ઘણું જીવજોને, અખંડ રહો આ રાજ  રૂપૈ૦ ૩૦
લાડ મોડ રાગોડ નાગર, દશા વીશા વણીકરે;
સોની સાળવી સુતાર છીપા, દરજી ઠીક ઠીક.  રૂપૈ ૩૧
પુના સતારા મુંબઇ જોયું, પુર્વ પશ્ચિમ દેશરે;
ઉતરતાં ઉદેપુર જોયુ, પૃથ્વીના નરેશ.  રૂપૈ૦ ૩૨
બુંદીકોટા દીઠું દીલી ને દીઠો ગઢ ગીરનારરે;
સુરતને અમદાવાદ જોયું, કઠણ કિલ્લો ધાર.  રૂપૈ૦ ૩૩
બલીહારી હું વડોદરાને. ધનધન નરને નારરે;
વીર ક્ષેત્ર જેને જોયુ નહી, તેનો એળે ગયો અવતાર. રૂપૈ૦ ૩૪
વાંકી નારી વડોદરાની મહારાજાને રંકરે;
મૃગાનેણીને વરણાગીથી, વળીઓ આડો આંક.  રૂપૈ૦ ૩૫
શાહુકારોની દુકાનો ભારે, ધરમ તણો અવતારરે;
ખુશાલચંદને શામળ બહેચર, લલુભાઇ શાહુકાર.  રૂપૈ૦ ૩૬
રતનજી કાનદાસ કહીએ. બાંધી પુનની પાળરે;
હરીભકિતનો મહીમા મોટો, બીજા ભાઉ મેરાલ  રૂપૈ૦ ૩૭
રંગીલો જે ગરબો ગાશે રંગીલાં નર નારરે
રંગીલી તો લહાણીઓ લાવે, રંગભેર શોભા થાય  રૂપૈ૦ ૩૮
સંવત ઓગણીશ પાંચમાં તે સતરસે સીતેરરે;
નવરાત્રીમાં વરણન કીધું, વડોદરૂ જે શેહેર  રૂપૈ૦ ૩૯
સહુ કાવને કરૂ વિનતી, કોઇ માં દેશો ખોડરે;
વડોદરાની રક્ષા કરજો, રૈવા ને રણછોડ  રૂપૈ૦ ૪૦
ભગવત વાણી સાચી જાણી, મનમાં આણી ભાવરે;
વડોદરાનો ગરબો ગાતાં, સહુ જન સુખીયા થાય.  રૂપૈ૦ ૪૧
બીરાથજ ભાની મનગમતી કવ, જશોખી જનરે
મરતુભાગનો ભંચશો જાણે ઇંદ્રનું ઇંદ્રાસન  રૂપૈ૦ ૪૨

# ભાગ ૬ ઠો.

## મહાકાળીનો ગરબો.

મા તું પાવાની પટરાણી કે, કાળિ કાળકારે લોલ
મા તારે ડુંગરડે ચડવું તે અતિ ઘણું દોહલુંરે લોલ.
મા તારી પ્રદક્ષણા કરવી કે, વરણુન શું કરૂંરે લોલ;
વિશ્વામિત્રે તપ કરવા બેઠા કે, કેવળ મુની થયારે લોલ
આવું રૂડું ચણિતુ ચાંપાનેર કે; ચઉટે ચઉટ મળ્યારે લોલ

ત્યાં કાંઈ ગાતાતા ગરબા કે માજી આવીયાંરે લોલ
રાયે છેડલો સાહ્યો હાથ કે માજી પ્રસન થયાંરે લોલ
માગ્ય માગ્ય ઘોડાની ઘોડાર કે હાથી ઝુલતારે લોલ.

માગ્ય માગ્ય કુટુંબ કુશળ ક્ષેમ કે જંજાળ અતી ઘણીરે લોલ;
માગ્ય માગ્ય ગુજરાત સરખી ગાદીકે ભદ્ર બેસણુંરે લોલ.
માગ્ય માગ્ય નવેખંડનાં રાજ્ય કે ચાંદો સુર્ય તપેરે લોલ.
માગુ માગુ એટલું વરદાન કે મારે મોહોલે પધારીએરે લોલ
ફટ ફટ પાવાના રાજન કે, એ શું માગીયુંરે લોલ
આજથી છઠેને છ માસે કે મુળ તારૂં જશેરે લોલ
એમ કહી માતા થયાં અલોપ કે, પાવો હાથ ઘસી રહ્યારે લોલ;

મુગલે ચઢાવી છે ફોજ કે, પાવાગઢ ઘેરિયોરે લોલ;
દરવાજે ઉભા દરવાન કે કોઇને પુછીયુંરે લોલ
રાજાજીએ ખોદાવ્યું તળાવ કે પાણી નવ નિસર્યુંરે લોલ.
મુગલે ખોદાવીયું તળાવ કે જળ દુધે ભર્યુંરે લોલ

માજીનો આવો છે મહિમાય કે, કવિ નવ કહી શકેરે લોલ

## બહુચરાજીનો ગરબો.

બળહારી બહુચર માત જોવાને જઇએ. ટેક.
જોવા જઇએ સુખીઆં થઇએ, આશાસરમાં રહિએરે;

આપ આપણા મનની વિનતી, જઇ બહુચરને કહીએ જોવા. ૧
આરાસુરમા અંબા બીરાજે, પાવાગઢ મહાકાળીરે
દક્ષિણમાં તુળજા ભવાની, ચુંવાળ બહુચર બાળી જોવા. ૨
માને પારે હવન થાય ને ચીર ચુંદડી હોમાયરે;
બ્રાહ્મણ બેઠા વેદ ભણે છે. માતુના મંગળ ગાય. જોવા. ૩
માને પારે જે કોઈ આવે, તેની પુરે આશરે.
કરજોડી જન વલ્લભ કહે મા, હું છું તારો દાસ. જોવા. ૪

## રેલવે ગાડીનો ગરબો.

ગાડી આવી ગુજરાત, અગન કેરી ગાડી આવી.
ગાડી આવી હિંદુસ્તાન, અગનકેરી ગાડીરે આવી,
પાણી છાંટે ઠામો ઠામ, છાંટતાં તો ચાળા કરેછે;
દીવા બળે સારી રાત, સીપાઇઓ તો ચોકી કરે છે.
**સાખી**—સરસ્વતી સ્વામીને વીનવું, ગણપત લાગુ પાય;
ટોપીવાળા તારા રાજમાં, તારૂ કાંકરીયું ફરી બંધાય.
અગનકેરી ગાડીરે આવી ૨
ગાડી તારાં બેસણાં; ઇંદ્ર તણાં વૈમાન;
આંકડે આંકડો મેળવ્યો, તેનો ઘડનારો ચતુરસુજાણ.
અગનકેરી ગાડીરે આવી, ૩
ગાડી આવી ઘંટ વાગીઓ. ટીકીટ કરાવા જાય,
ઘડી એકનો વીલંબ પડે, તે તો ટીકીટ વિના અથડાય,
અગન કેરી ગાડીરે આવી. ૪
સ્ટેશન આવે ઘણાં બરફી પેંડા વેચાય;
મોટા ઘરની શેઠાણીઓ તે તો ગાડીમાં બેસી ખાય.
અગનકેરી ગાડીરે આવી. ૫

સ્ટેશન ઉંચા સુણ્યાં, દુર થકી દેખાય,
બાગ વચ્ચે એક બંગલો, તેની શોભાનો નહી પાર,
અગનફેરી ગાડીરે આવી. ૬
અમદાવાદની દીકરી મુંબઈ તેનું મોસાળ;
સુરત તેનું સાસરં તેનો સાંજે સંદેશોજાય અગનફેરી ગાડીરે આવી ૭

## અમદાવાદનું વર્ણન.

લાવ લાવ સખી એક કાગળ લખીએ હરીનેરે—એ રાગ
અમદાવાદ નામે આજ શેહેર છે સારૂંરે;
રાજા અંગ્રેજ કેરૂં રાજ, પ્રજાને પ્યારૂંરે; ૧
ચઉટા વચ્ચે માણેકચોક. શોભા છે સારીરે,
વસે લક્ષપતિ બહુ લોક વડા વેપારીરે. ૨
નદી સાબરમતી વહે નીર, શેહેર સમીપારે;
દેવતાઓનાં તેને તીર દેવળ દીપેરે ૩
એવી જુગતીઓ જોતાં અનેક મન લાગે મીઠુંરે;
પણ અચરત મોટું એક, દ્દષ્ટિએ દીઠુંરે, ૪
તીથી તેરશ પેહેલે પક્ષ; અસાડી આવેરે.
ત્યારે ગોર પુજાનો લક્ષ, છોડીઓ લાવેરે. ૫
દીન પાંચ લગી એક અંન મોળું જમેછેરે,
મોટો હર્ષ ધરીને મન, રોજ રમેછેરે, ૬
પુજે વાવી જવારા ગેર. ગોર રીઝાવારે.
જાએ પ્રીતે મળી બહુ પેર, નદીએ નાહાવારે. ૭
અન્યો અન્ય કરે ઉદ્દમાત, નહારૂં બકેછેરે,
જઇ ગોર પુજાની વાત, છાની છકેછેરે, ૮
જેની હોય હોવાની ઘેર, એથી અતીશેરે;

બોલે ભણવાની પુત્રીઓ પેર, દુષ્ટતા દીશેરે, ૯
તેનાં માત પીતાને ભ્રાત. પુરાં હશે પાજીરે;
જ્યારે સાંભળતાં હશે વાત, થતાં હશે રાજીરે. ૧૦
કોઈ સાહેબ એવી વાત, દેખે એવી રીતેરે;
તેની માત પિતાની જાત પુછેછે પ્રીતેરે. ૧૧
તારે કેવી વધે છે લાજ, મળે શાબાશીરે;
એવા નીરલજ લોકો આજ શહેરના વાશીરે. ૧૨
કરૂ વિનતી સમાચાર; શ્રવણે ધરજોરે;
તેનાં નામ લખી સરસ પત્ર, ઝાહેર કરજોરે. ૧૩
ઘણી નીંદાના લખજો શ્લોક, દેખાડજો નીતીરે.
જેથી લાજ પામે તે લોક, તજે તે રીતિરે. ૧૪
હવે કહુંછું જોડીને હાથ, વીરેદીને ગમનારે,
એવી નિર્લજ છોડીઓ સાથ, ન જાવું રમવારે. ૧૫
લઇ મોર પુજાનું નામ, કામ એ કરવુંરે
મોટું પાપ દેરે એ હામ દીલમાં ડરવુંરે. ૧૬
ધરી મોટો હરખ મનમાંહી, વ્રત દીન જે દીરે;
પણ કુટવાં રોવાનું કાંઇ, ન કરવું તે દીરે ૧૭
છોટપણામાં પડે જે ટેવ ટળે નહી ટાળીરે;
માટે નીતા શીખો તતખેવ, બોલો સાંભળીરે. ૧૮
કદી પુરીએ નહી કોઇ કામ. સાહેદી જુઠીરે;
લઇએ પરમેશ્વરનું નામ, પ્રભાતે ઉઠીરે; ૧૯
પતી માત પીતાની સેવ. કોડે કીજેરે;
જેથી દલપતરામનો દેવ દીલમાં રીઝેરે. ૨૦

# ભાગ ૭ મો

## (બજરંગી હનુમાનનો ગરબો.)

અંજનીનો જાયો હનમાનરે સમરૂં બજરંગી
એને ચઢેછે તેલ સીંદુરરે સમરૂં બજરંગી
મારા રામ તણા રખવાળરે સમરૂ બજરંગી,

### સાખી.

સનીવારે કરૂ તમારી સ્થાપના, ને ભોમે કરૂ ભોવન;
કપુરે ઉતારૂ તમારી આરતીરે, એવા સકળ સ્વરૂપ હનમાનરે. સ૦ ૧
માતાજીનાં વચન સાંભળીને, બાપના પાળવા બોલ;
અજોધાનું રાજ મુકી રામ લક્ષમણુરે, ભોગવીયાં વનવાસરે. સ૦ ૨
રામે રથ જોડીઆને, સીતાને લીધાં સાથ;
વનનાં વનકલ પહેરીઆંરે સાથે ચાલ્યાછે લક્ષમણ વીરરે. સ૦ ૩
વનમાં જઇ મઢી કરીને, ત્યાં પુર્યો છે વાસ;
લક્ષમણ સરીખા બંધવા નહી મળેરે, તમને ફળનું લાવી
આપનાર કોણુરે સ૦ ૪
રામ ગોડે તલાવડીરે લક્ષમણુ બાંધે પાળ;
સોના કેરે ધડુલેરે સીતા, ડમરોને મરવો પાયરે સ૦ ૫
સીતાની વાડીમાં ડમરોને મૃગલો ચરીચરી જાય;
કાલે મરાવું પેલા મૃગનેરે, મારાં કાચાં તે વનફળ ખાયરે સ૦ ૬
મૃગ મારી કારમોને. તેની પડાવું છાલ;
તેનો સીવડાવું કંચવોરે, હું તો ફીંડું ચમકતી ચાલરે. સ૦ ૭

મરીચી મૃગ થઇ આવીઓને, રાણીને લાગી રટ;
હો મારા રામજીરે, કંથ કાંચલડી સીવડાવોરે. સ૦ ૮
સુતર ભરેલો કંચવોરે ચામડાની શી રઠ;
આપણા સ્વારથને કારણેરે પેલા પશુના શીદ લેવા પ્રાણરે સ૦ ૯
સીતા કહે નહી પીયરીએ તે, નહી માને મોસાળ;
નથી મારે કંથ કણાગરાને મારા મનની કોણપુરે આશરે, સ૦ ૧૯
ભાથામાંથી બાણ કાઢી અને, રામજીએ લીધાં હાથ;
મૃગ મારવા રામ સંચર્યારે, મુકી સીતાને લક્ષમણ સાથરે. સ૦ ૧૧
પહેલું બાણ રામે સાંધીયુંને, વાગ્યું મૃગ શરીર;
મૃગ મરતાં પોકારીઓરે, ધાજો ધાજો લક્ષમણ વીરરે. સ૦ ૧૨
સીતા કહે તમે સાંભળોને, બોલાવે તમ વીર;
લક્ષમણ કહે છે ખોટી વાત છેરે, કંઇ કપટ જેવી વાતરે. સ૦ ૧૩
કપટ છે તમ દીલડાં વિશે હું સમજી આ વાર;
ભીડ પડી બંધવને વન વિશેરે તમે બેઠા કરો વિચારરે. સ૦ ૧૪
કુદષ્ટી મુજપર તમ તણીને, તેમાં નહી સંદેહ;
જાણ્યા તમને લક્ષ્મણ દીયરારે, જાણ્યાં પાપ તમારાં આજરે. સ૦ ૧૫
સીતાના વચન વાગ્યા રૂદે વિરેને ચઢી લક્ષ્મણને રીસ;
વાડીને ફરતી ચોકી મુકીનેરે, ચાલ્યા ત્યાંથી તે તો દીસરે. સ૦ ૧૬
ધુપ પડે ધરતી તપેરે, જોગી ઉભો બાહાર;
સત્ય પાળવાને કારણેરે, ભીક્ષા આપો હો રામકેરી નારરે. સ૦ ૧૭
આપવી હોય તો આપો મનેરે નીકર મુખે કહો નાય;
વાર થાય મને ઘણી મારો સંઘ કેદારનાથનો જાયરે. સ૦ ૧૮
ઉંચી મેડી આકાશમાંને નીચા સરોવર ઘાટ;
સીતાને રાવણ હરી ગયોરે, પછી મઢીમાં ઉડે છે કાગરે સ૦ ૧૯

રાવણને જોઇ સીતા સતી, કરતાં ઘણો વિલાપ;
ન કહેવ.નાં વચન લક્ષ્મણને કહ્યારે, લીધું પાપ માંથે અમાપરે સ૦ ૨૦
સત્ય વચની સત્ય બોલવા ને, સત્યનો ચાલનહાર;
આગળ બુધ્ધી મારી પોંહચી નહીરે; ઘણા કર્યા તીરસ્કારરે. સ૦ ૨૧
નીચ બુધી સ્ત્રી જાતનીરે, નહી મનમાં કાંઇ વીચાર;
પોતાના સ્વારથને કારણેરે કરે પુરૂષ ખુવારેરે. સ૦ ૨૨
મૃગ મારી રામ આવીઆને આડો ઉતર્યો સાપ;
એ મારા બંધવારે આજે વિપ્રીત દીસે કાજરે. સ૦ ૨૩
ધનુષ મોલ્યાં હુકડાંને, બાણુજ મેલ્યાં બહાર;
એ મારા સગુણ બંધવારે, ગઇ સકુળનીજ નારરે. સ૦ ૨૪
મેં જાણ્યું લક્ષ્મણ સુલક્ષણોને સારાં કરશે કામ;
ના માર્યો વનમાં મૃગલોરે, નવ રાખી સકળ નીજ નારરે. સ૦ ૨૫
કુવા ઢાંકણ ઢાંકણને ખેતર ઢાંકણ વાડ;
બાપનું ઢાંકણ બેટડોરે. ઘરનું તે ઢાંકણ નારરે. સ૦ ૨૬
રામ રૂવેને લક્ષ્મણ રીઝવેને, ના રોસો મારા વીર;
બીજી પરણાવશું સુંદરીરે તેનું નામ ધરવીશું સીતા નારરે, સ૦ ૨૭
જળ જળ કમળ ના નીપજે, તન વન ચંદન ન હોય;
સતી સીતા એક છેરે, એવી ઘેર ઘેર સીતા ના હોયરે. સ૦ ૨૮
રામ રૂવે લક્ષ્મણ રૂવે રૂવે પંખી જન;
ના રૂવે હનુમાન એકલારે, એમને સીતા લાવ્યાની ઘણી હામરે સ. ૨૯
રામે બીડાં આપીઆંને, હનુમાને લીધાં હાથ;
આજ્ઞા હોય તો ઉડીપેરે તેડી લઇ આવું સીતા માતરે સ૦ ૩૦
ત્યાંથી હનુમાન ઉડીયાને, પડ્યા લંકાની માંય;
જોયાં ચોરાશી ચઉટાંને જોયાં બાવન બજારરે. સ૦ ૩૧

જોઈ રાવણ ની રાણીઓને જોયા રાવણના મહેલ;
જોઈ રાવણની મેડીયોરે, પછી દીઠાં છે સીતા માયરે. સ૦ ૩૨
વાડીમાં જઈ વનફળ લાવતાને, તેનો કરતા આહાર;
લીલી વાડી સુકી કરીરે, પછી દીઠાં સીતા માયરે સ૦ ૩૩
ક્યાંથી તમે અહીં આવીયાને, શું તમારૂં નામ.
કોણે તમને મોકલ્યારે, અહીં શું છે તમારે કામરે. સ૦ ૩૪
રામે અમને મોકલ્યાને, હનુમાન મારૂ નામ;
પંચવટીમાં અમે આવીયારે, મારે શોધ લેવાનું કામરે સ૦ ૩૫
આગળ દરીયો જળ ભરીયોને ત્યાં રાક્ષશનો ભોય;
શા રીતે તમે આવીયારે, શાથી પહોચી તમારી હામરે, સ૦ ૩૬
સાત સમુદર સુકા કરૂને રાક્ષસનો વાળુ કેર;
આજ્ઞા હોય તો ઉંડીયેરે લઇ જાવું માતાજી ઘેરરે. સ૦ ૩૭
વાડી સઘળી ઉજડ કરીને લગાડી લંકામાં લહાય;
અક્ષ આદી કુંવર મારીયારે, વરતાવ્યો લંકામાં ત્રાસરે સ૦ ૩૮
ત્યાંથી હનુમાન ઉડીઆને આવ્યા રામજી પાસ;
રામને સમાચાર આપીયારે કુશળ છે સીતા માતરે સ૦ ૩૯
ત્યાંથી રામ ચાલીયાને આવ્યા લંકાની માંય;
પથર કેરી પાળ બાંધીને સેન ઉતાર્યું પેલી પારરે. સ૦ ૪૦
લંકાગઢ રામ પહોંચીયાને રાવણને થઇ છે જાણ,
ઇંદ્રજીત યુધ્ધે ચઢયોરે ત્યારે લક્ષ્મણને મુરછા થાયરે, સ૦ ૪૧
કડવી હોજો લીંબડીને શીતળ હોજો છાંય;
બંધવ હોય બોલકારે, પણ અંતે સહાય પોતાની બાંયરે સ૦ ૪૨
સુખમાં સાંભરે સુંદરીને દુઃખમાં સાંભરે રામ;
વનમાં સાંભરે બંધવોરે મારી ભાંગી જમણા હાથની બાંયરે. સ૦ ૪૩

નવ મહીના ઉદરમાં રાખીયાને નવ જાણી માની વાત;
બાળપણમાં જેની મા મરેરે, તેને ચો દીશાના વાયરાવાયરે, સ૦ ૪૪
દુઃખના બેલી બંધવાને માડી જાયા વીર;
તેની તોલે કોઈ ન હોયરે, એ તો સુખ દુઃખમાં સાથરે. સ૦ ૪૫

## લાવણી.

અજોધ્યા નગરીથી ચાલવું તેની ચાલ દો જન ભાઇરે;
એક તો મારી જોડ ખંડીત થાય, એ દીન દોહલા કેમ જાય;
લક્ષ્મણ જાગ્યને હોજીરે બંધવ બોલને એકવાર લ૦ ૪૬
માય વીના સુની બેટડીને, ભાઇ વિના સુની બેનરે,
એવો ગોળ મોળો કંસાર, તેનો સુનો થયો સંસાર. લ૦ ૪૭
આવ્યાતા ત્રણ જણાને જઇશું એકાએકરે.
માત તે મારી પુછશે ત્યારે શો ઉતર દઇશ; લ૦ ૪૮
ચઉદ વરસ વન વિષે રહ્યા નવ જાણી સુખની વાતરે;
અંતે મને દગો કરીને તમે ચાલ્યા ગયા મુજ ભ્રાત. લ૦ ૪૯
બ્રહ્મચરીય વ્રત તમે પાળીયુંને તજી નિંદ્રાને આહારરે,
રાત દીવસ ચોકી કરી હમ તણી રહી ઘર બહાર. લ૦ ૫૦
પુત્ર વિના પરીવાર સુનો સ્ત્રી વિના ઘરબારરે;
બંધુ વિના બેલ નહી કોઇની મિત્ર વીના સો વીચાર. લ૦ ૫૧
ભરત શત્રુઘ્ન મને પુછસે ક્યાં ગયો લક્ષમણ ભાઇરે,
આવી વાત તમારી સાંભળીને રોસે સુમીત્રા માઇરે. લ૦ ૫૨
કુડો બંધવ વાર થાય છે, મારવો રાવણ રાયરે.
પછી જઇએ અવધપુર વીશે, સાથે લઈ સીતાય લ૦ ૫૩
રામના વીલાપ જોઇને રવે સેના તમામ,

અનવંત તરી વઇદે ઉપાય શોધીનેરે, કીધી હનુમાનને આજ્ઞારે સ૦ ૫૪
હનુમંત મન હીંમત ધરીને દ્રોણામલ લેવા જાય;
પલક એકમાં પાછા આવીયારે, વળી લક્ષમણની સુર્છાયરે. સ૦ ૫૫
કુંભકર્ણ ઇંદ્રજીતને માર્યો, બહુ બળીઆ કુમાર;
જમાઇ મરાયા સબળા રાવણનારે, પછી રાય કરે વિચારરે સ૦ ૫૬
અહી મહી મીત્ર પોતા તણાને તેડાવ્યો રાવણે સાર:
રામ લક્ષમણને ચોરી ગયારે, મહીકાવતી નીરધારરે. સ૦ ૫૭
પ્રભાતે શોધ કીધી સેનામાંને, નવ દીઠા લક્ષમણ રામ;
સૈન્યા રોવા લાગી બધી રામનીરે, રોવા લાગ્યા અષ્ટ પ્રધાનરે. સ૦ ૫૮
હનુમાને પગલાં કહાડીયાંને, આવ્યા સમુદ્ર તીર;
મકરધ્વજને ત્યાં બાંધીઓરે એતે ગયા છે પેલી પારરે. સ૦ ૫૯
દેવી દેરામાં પેસીને ત્યાં દેવી થયા તતખેવ;
રામ લક્ષમણ ત્યાં આવ્યારે એમને કીધી છે હનુમંત સેવરે સ૦ ૬૦
મહીરાવણનું મોત સાધીને તેને પણ માર્યો ઠાર;
તેની રાણીને વરદાન આપીયાંરે પછી આવ્યા તે લંકા મોઝારરે સ૦ ૬૧
લંકામાં યુદ્ધ કરીને છેદ્યાં રાવણનાં શીશ.
અસુરનો અંત આણીયોરે પછી હરખ પામ્યા જુગદીશરે. સ૦ ૬૨
રાણી કીધી મંદોદરીને, આપ્યું વિભિષણ રાજ;
સીતા લઈ રામ સંચર્યારે આવ્યા અજોધ્યા મોઝારરે. સ૦ ૬૩
માતાએ મોતીડે વધાવીયાને હઇડે હરખ ન માય:
મોતી કેરા ચોક પુરીઆરે, લીલા નોતમ ત્યાં થાયરે. સ૦ ૬૪
છોડાવી અધરમ નગર તણાને, ટાળ્યાં પ્રજાનાં દુ:ખ,
લાડ પાળ્યાં માતા તણાંરે લવલેશ રાખી નવ ભુલરે. સ૦ ૬૫
કેડા ગરબો બજરંગી તણોને, વાંચો નિત્ય નરનાર;

હનુમંત કેરા પ્રતાપથીરે. છોટા કહે ઉતરે ભવપારરે. સ૦ ૧૬

( આ ગરબો અધુરો હોવાથી મેં પુરો કર્યો છે. )

## સાત વાર.

આદીતે આનંદ સહચર કહું છુંરે,
મારે ગીરધરશું વસવાસ વ્રજમાં રહુંછું રે;
સોમે પામ્યા સુખ શીવજી ફળીઆરે,
આ નંદજીનો લાલ મુજને મળીઆરે.
આ મંગળે મને હેત હરીશું લાગ્યું રે,
આ હૃદયકમળનું બાણુ લઈએ વાગ્યુંરે,
આ બુધ આવ્યો સુધ જોવા જઈયેરે,
આ છાતી કરીએ ગુજ વહાલાં થઈયેરે,
આ બ્રહસ્પતિ ગુરૂ પ્રતાપ સુખ છે સહુનેરે;
આ અતિ ઘણો આનંદ રાધા વહુનેરે.
શુક્રના સરવ બોલ સકિ ગમતારે,
આ લેતાં તાળી હાથ રજની રમતાંરે.
આ શનિવારે સંદેશો હરીને કહાવ્યોરે;
આ જોગ બન્યો છે આજ રમવા આવોરે;
આ સાત વાર જે ગાય નરને નારીરે.
તેનો વઇકુંઠ વાસજ થાય દે મોરારીરે.

## આઠ વાર.

( કારતકે કાજળને ટીલુંજી એ રાગ )

આદીતે સકળ કળા તારી. જાવું રે હું તો વદનકમળ વારી
ત્રીકમજી હું તો છું તારી, આવોને ઘેર જસોમતીના જાયા,

મને તારી લાગી છે માયા, આવોને૦ ટેક ૧

સોમે તો શોભે સોહાગી, મને તો તારી લેહે લાગી;
કટારી કાળજડે વાગી. આવોને૦ ૨

મંગળે તો મન વીચાર કરીએ, ધીરજ તો કેઇ પેરે ધરીએ;
દીવસ રાત રોઇ રોઇને મરીએ. આવોને૦ ૩

બુધે તો બુદ્ધિ વિચારો, દુખરે માર દીલ મથે ધારો;
મને તો વિરહાગ્નિમાં શીદ બાળો. આવોને૦ ૪

ગુરૂવારે ગુણ ગાવા તારા, અવગુણ શા છે હમારા;
આંખે વહે છે આસુની ધારા. આવોને૦ ૫

શુક્રે શું કહીએ હેલી, નમેરા છો નાથ ગયા મેલી;
હવે મારૂં કોણ થશે બેલી. આવોને૦ ૬

શનીવારે શામળીયો આવ્યા. થાળ ભરીરે મોતીડે વધાવ્યા;
ગોપીના સુખસાગર લાવ્યા. આવોને૦ ૭

સાત વાર સમજીને ગાશે, તેનાં સહુ દુખ દારિદ્ર જાશે;
કવી કહે સુખ સંપત થાશે. આવોને૦ ૮

---

## પંદર તિથીઓ,

પડવે આવી પકડો મારી બાંયરે, છોગાળા—એ રાગ.

પડવે પ્રિતમ પ્રિત તજી કેમ ચાલ્યારે, ગીરધારી,
માનીતિ કુબજાને મોહોલે માહાલ્યારે, હો ગીરધારી. ૧

બીજે બંસીવટમાં વાટયો જોતીરે, ગીરધારી;
કોઇ મળે મધુરાં વાટ પુછી લેતીરે, હો ગીરધારી ૨

ત્રીજે ત્રીકમ તન મારાં તરફડતાંરે, ગીરધારી.

ગોકુળીઆમાં ઘેલાં ઘેલાં ફરતાંરે, હો ગીરધારી. ૩
ચોથે ચતરભુજ શરણે રાખોરે, ગીરધારી,
હરી સુખ દુખ કેરી વાત અમશું ભાખોરે, હો ગીરધારી. ૪
પાંચમે પુરષોતમ કેમ વીસારીરે ગીરધારી;
પ્રીત કરી કેમ મુકી વ્રજની નારીરે, હો ગીરધારી. ૫
છઠીને દીન છોગાળો જો આવેરે. ગીરધારી;
વાંસલડીના શબ્દે વન બોલાવેરે, હો ગીરધારી. ૬
સાતમે શામળીઆ વીણુ નવ ગમતુંરે, ગીરધારી;
રહે મનડું મારૂં ગીરધર પાછળ ભમતુંરે, હો ગીરધારી. ૭
આઠમે અલબેલા અંતરજામીરે ગીરધારી;
લ્યો દાશીને સંગાથ ગરૂડગામીરે, હો ગીરધારી. ૮
નોમે નઉતમ ખેલ કર બ્રીજબાસીરે ગીરધારી;
ન ગોડે ગોવિંદ ખેલ રહું ઉદાશીરે, હો ગીરધારી. ૯
દશરાને દીન સરવ સજે શણગારરે, ગીરધારી;
પણ હરી વિણુ લાગે આગ તણા અંગારારે, હો ગીરધારી ૧૦
એકાદશીએ ઓચ્છવ તે નવ ગમતારે, ગીરધારી,
અલબેલા કામાગ્નિ રહે છે દમતોરે, હો ગીરધારી: ૧૧
બારશે બહુ વિધથી ખેલે બાળારે ગીરધારી;
આ કારણે મુકી ગયા મને ગોવાળારે, હો ગીરધારી ૧૨
તેરશે આ તનડું ફટકી જાયરે, ગીરધારી;
મોહન વીના તો મંદીર ખાવા ધાયરે, હો ગીરધારી. ૧૩
ચૌદશે ચીતમાં ગઇ છું ચુકીરે; ગીરધારી;
માત પીતાની લજ્જા મેં તો મુકીરે. હો ગીરધારી. ૧૪
પુનમે દીન પુરણ પ્રગટે ચંદરે, ગીરધારી;

પણ શામળીયા વીણુ કરે અતિ આક્રંદરે, હો ગીરધારી ૧૫
આ પંદર તિથી હરી વિયોગ દુઃખની ગાશેરે, ગીરધારી;
ગોવર્ધનના સ્વામી પરશન થાસેરે, હો ગીરધારી ૧૬

## પંદર તીથીઓ.

પડવાની પણ પ્રીત ગતમતભુલીરે,
મારા હરી વીના એક વાત સર્વે સુનીરે. ૧
બીજે બાળે વેશ રહીછું બાળીરે,
આ ઘરમાં કેમ રહેવાય વાગે તાળીરે. ૨
ત્રીજે ત્રીભોવનરાય મંદીર પધારોરે.
હરી આવોને આપણે ઘેર હેત વધારોરે. ૩
ચોથે ચંચળ નાર ચતુરાં ચાલેરે,
પેલો વ્રજેશ્વરાનો વધ્દ દુઃખડાં ટાળેરે. ૪
પાંચમના પડદા હરી શું રાખ્યારે.
મારે પ્રેમરસ પીવા કાજ હરીરસ ચાખ્યારે ૫
છઠ્ઠીના લખીયા લેખ તે કેમ ટળસેરે,
મારે પેલા ભવની પ્રિત આવી મળસેરે. ૬
સાતમના સંતાપ હરી શું અમનેરે,
આ શું કહીએ માહારાજ લાજ નહી તમનેરે. ૭
આઠમે ઓછવા થાય હરી હોય હેલીરે,
મારે સોળ ગોપીઓનો સાથ રમવા ઘેલીરે ૮
નોમે નમેરા નાથ નમણા ન થઇયેરે
ગોકુળીયું મેલી મથુરાં ન જઇએરે. ૯

દશમે દીનરાત દેહી મારી દાઝેરે
ઘેર નાવલીઓ રીસાય તે ઘણું સાલેરે. ૧૦
એકાદશીનાં વ્રત મારે કરવારે,
શ્રી જમનાજીનાં ધ્યાન મારે ધરવાંરે. ૧૧
દ્વાદશીને દહાડે દરશન દેજોરે,
મારા શામળીયા ભગવાન સન્મુખ રહેજોરે. ૧૨
તેરશના તો તંત અમારા કુટયારે,
આ હરીહરી કરતાં હોઠ અમારા સુક્યારે ૧૩
ચઉદશે તો ચતુર નર શું વઢાયારે.
ઘેર રાધા સરખી નાર શું રીસાયારે. ૧૪
પુનમે પંદર તીથો થઈ કહાવેરે,
મુને સેજડીએ સુતાં નીદ્રા ના આવેરે. ૧૫

## પંદર તિથીઓ.

હરી હઠ મેલને રાધે મેરી સંગ બોલને રાધે;
આબોલા બોલને રાધે, ઘુંઘટડા ખોલને રાધેઃ
કુબ્જા મેરા માનને ને રાધે. ટેક.
પડવે મોરી સાહેલડી, પિયુજી વાડીયે જાય;
પિયુજી લાવે દાડમ, ગોરી છોલેને પીયુજી ખાય;
હરી હઠ મેલને રાધે ૧
બીજે મોરી સાહેલડી, બાબોજ ઉગ્યો ચંદ,
દાડમ કેરી દંતડે ઘોરી આ શો માંડ્યો છે ફંદ,
હરી હઠ મેલને રાધે. ૨
ત્રીજે મોરી સાહેલડી તરીબાજ બારોવાર,

આ શું ભુલી સુંદરી, ભુલી કંકુને કાજળ સાર,
હરી હઠ મેલને રાધે                                    ૩

ચોથે ચમકતી મેં સુણી જોબન બાળે વેષ,
ભરજોબનમાં એકલી જેના પીયુ ગયા પરદેશ;
હરી હઠ મેલને રાધે                                    ૪

પાંચમે મોરી સાહેલડી, પંથ પલંગ કંથ દુર;
ભરજોબનમાં એકલી મારૂં જોબન જાય ભરપુર
હરી હઠ મેલને રાધે.                                   ૫

છઠે મોરી સાહેલડી છઠીજ વારોવાર
પરદેશી રાજ પધારશે, આપણે બેશીશું હારોહાર;
હરી હઠ મેલને રાધે.                                   ૬

સાતમે મારી સાહેલડી સાતેજ કીધો સ્નેહ;
ચોમાસાની રત ચોકણી, ઝીણા ઝરમર વરસે મેહ
હરી હઠ મેલને રાધે.                                   ૭

આઠમી મોરી સાહેલડી આઠજ જોડા જોડ;
પરદેશી રાજ પધારશે, આપણે બેસીશું મોડામોડ.
હરી હઠ મેલને રાધે.                                   ૮

નોમે મારી સાહેલડી, નવલાંજ પહેરૂં ચીર;
દીપક લઈ મેહડે ચડું મારે નયણે વછુટયાં નીર:
હરી હઠ મેલને રાધે.                                   ૯

દશમે મોરી સાહેલડી. દશરા પુજવા જાય,
પુજ્યા તે નર પામીઆ મારા રાયજાદા ભરથાર;
હરી હઠ મેલને રાધે.                                   ૧૦

અગીઆરશે મોરી સાહેલડી, મેં કીધી શીવરાત
પરોઢીએ ઉઠી પારણા કર મને કૃષ્ણ જોવાની ઘણી ખાંત

હરી હઠ મેલને રાધે. ૧૧
બારશે મોરી સાહેલડી, બારજ બાંધ્યાં બંધ
કસનારા નર કરી ગયા. એ તો કદીએ ન છુટે બંધ;
હરી હઠ મેલને રાધે. ૧૨
તેરસે મોરી સાહેલડી વાહળ વાધ્યો રંગ;
ઓસડની મુળી એકછે, મને ડસીયા કૃષ્ણ ભોરંગ;
હરી હઠ મેલને રાધે. ૧૩
ચઉદશે મોરી સાહેલડી પાસા લીધા હાથ;
મેં જાણ્યું પડશે પાધરા. એતો પડીઆ છે બારે વાટ;
હરી હઠ મેલને રાધે. ૧૪
પુનમે મોરી સાહેલડી પુરીજ કરજો આશ;
મેં જાણ્યું હરી આવશે હવે થઇ બેઠી છું નિરાશ;
હરી હઠ મેલને રાધે ૧૫

## પંદર તિથિઓ.

સખી પડવે તે પંથે ચાલ્યારે મહાવનના તે મારગ ઝાલ્યારે;
સાથે સીતા ને લક્ષ્મણ બાળા, રઘુપતિરામ હૃદયમાં રહેજોરે. ૧
સખી બીજે મઢીમાં બીરાજેરે એવાં નદીઓ તણાં નીર ગાજેરે;
રામ મેલી ગયા રૂડું ગજે, રઘુપતિ રામ રૂદેમાં રહેજોરે. ૨
સખી ત્રીજે તે વન કેરી ઝાડીરે. દશ ફળ અંબાવે છે હલાડીરે;
સારી શોભે સીતાજીની વાડી, રઘુપતિ રામ રૂદયમાં રહેજોરે. ૩
સખી ચોથે કેવડીયો મહેકેરે, દાલ્યો ફુલ્યોને મોગરો લેહેકેરે
એવી લીલી લતાઓ લેહેકે રઘુપતિ રામ રૂદયમાં રહેજોરે. ૪
સખી પાંચમે પોપટ બોલ્યોરે, પાંખ લીલીને કાંઠલો કાળોરે;

સુખે રામ ભણુતો ભાળ્યો રઘુપતી રામ રૂદયમાં રહેજોરે. ૫
સખી છઠે છેતરવાને આવ્યોરે કુડો કપટી રાવણ સાથે લાવ્યોરે;
એ સુખનો મરગ બનાવ્યો, રઘુપતી રામ રૂદયમાં રહેજોરે. ૬
સખી સાતમે શ્રીહરી સમર્યારે, વાડી બેળી ઉરાડયા છે ભમરારે;
દુઃખ સાહિને તાણ્યા છે ડમરા, રઘુપતિ રામ રૂદયમાં રહેજોરે. ૭
સખી આઠમે એને નીહાળ્યોરે ધનુષ ધારીને મૃગલો માર્યોરે;
મૃગ મરતી વખતે પોકાર્યો, રઘુપતિ રામ રૂદયમાં રહેજોરે. ૮
સખી નોમે તે નાંખ્યો તીરરે, જઈ વાગ્યો છે મૃગ શરીરરે;
વારે વાજો લક્ષમણુ વીર રઘુપતિ રામ રૂદયમાં રહેજોરે. ૯
સખી દશમે કહે લક્ષમણુનેરે બેલી વીરો બોલાવે છે તમનેરે;
આડી આણુ દીધી છે અમને, રઘુપતિ રામ રૂદયમાં રહેજોરે. ૧૦
સખી એકાદશી અપવાશીરે, લંપટ લેવાનો લાગ તપાસીરે;
રાવણ સીતાને લઈ ગયો નાશી, રઘુપતિ રામ રૂદયમાં રહેજોરે. ૧૧
સખી બારશે હનુમાન બળીયારે, શ્રેકી સમુદ્ર પાર નિકળીયારે;
જઈ જોગમાયાને મળીયા, રઘુપતી રામ રૂદયમાં રહેજોરે. ૧૨
સખી તેરશે ત્રંબાળુ વાજેરે, હાક હનુમાન કેરી વાગેરે
લાવ લંકા તે ગઢમાં લાગે, રઘુપતી રામ રૂદયમાં રહેજોરે. ૧૩
સખી ચઉદસે ચિત વિચારીરે, ફોજ વાંદરાની રચી સારીરે;
રામે રાવણુ નાંખ્યો મારી, રઘુપતિ રામ રૂદયમાં રહેજોરે. ૧૪
સખી પુનમે પ્રભુજી આવ્યારે થાળ ભરી મોતીડે વધાવ્યારે;
માતા કઉશલ્યાને મન ભાવ્યા, રઘુપતિ રામ રૂદયમાં રહેજોરે. ૧૫
સખી પંદર તથો થઈ પુરીરે એમાં એકે નથી અધુરીરે;
આત્મારામની વાણી મધુરી, રઘુપતી રામ રૂદયમાં રહેજોરે. ૧૬

જ્યારે રામચંદ્રજી તથા લક્ષ્મણજી વનવાસ ચાલ્યા ત્યારે સીતાજીએ કહ્યું કે હું પણ સાથે આવીશ, તે સમે રામચંદ્રજીએ કહ્યું કે તમે પિયેર જાઓ અથવા અહીં રહો.

## તે વિષેનું ધોળ. ૨

[ મામેરૂં મોઘા મુલનું. ] એ રાગનું પણ તેમાં એક ડોઢ જાસ્તી વળે છે.

રામ લક્ષ્મણ વનમાં સીધાવતાં, સતી સીતાને આવતાં સાથ
કહે રઘુનાથ; પધારો પિયર ભણી.

નહિ તો અહીં રહો સસરાના રાજમાં હેતે હળી મળી સાસુ
સંગાથ નહિ તો જોડી હાથ, પધારો. ૧

અમે વસ્તીમાં નહિ વસીયે વનીતા, અમે કરશું જઇ વનવાસ,
તમે પામો ત્રાસ; પધારો૦

સાથે રથ કે ઘોડું નહિ રાખીએ નહિ રાખીએ દાસી કે દાસ,
કોઇ અમ પાસ; પધારો. ૨

તમે કોશનો પંથ કીધો નથી, ચરણે ચાલવાથી પામો થાક,
લીટી ખેંચો નાક; પધારો૦

અમે વનફળ ખાઇ ખુશીમાં રહેશું, કોઇ દિવસે તો કેવળ શાક,
વિન લુણ પાક; પધારો. ૩

વનમાં નથી મંદીર નથી માળીયાં, નથી પહોડવા કાજ પલંગ,
રંગીત નવ રંગ; પધારો૦

કરશું ઘાસ કે પાનની ઝુંપડી, સુવા સાથરો તે ખુચે અંગ,
એમાં શો ઉમંગ; પધારો. ૪

વનમાં હીરનાં ચીર તો નહી મળે, વનમાં નહિ મળે ફુલતાં,
ફુલેલ કે તેલ ફુપેલ; પધારો૦

વનમાં નહી મળે શાણી સાહેલીઓ, કરશો કે સંગ ખાંતથી,
એલ ઉમંગ ભરેલ; પધારો. ૫
ઉષ્ણકાળે વાશે ઊંના વાયરા, એવું દેખીને થાશો ઉદાસ,
જ્યારે જેઠ માસ; પધારો૦
વરસે મેઘને ઝબકશે વીજળી, તેવે ટાણે તો તરૂ તળે વાસ.
નહીં છત્ર પાસ; પધારો. ૬
વનમાં ઘાતકી રહે છે રાક્ષસ ઘણા, ચારે તરફ ફરે બહુ ચોર,
જેનું ઘણું જોર; પધારો૦
વનમાં વાઘ વરૂને વાંદર જેવાં ઘણાં વિચરે જનાવર ઘોર,
બચે નહિ ઢોર; પધારો. ૭
મોટા પર્વત દેખીને માનની, તમને નજરે જોયા નહિ જાય;
દીઠે ખાવા ધાય, પધારો૦
તમે રાજકન્યા કાયા કોમળી, વનવાસનાં દુ:ખ ન વેઠાય,
કાયા કરમાય; પધારો. ૮
રણમાં અંધારૂં દેખી ડરો ઘણાં, નથી નિસર્યાં કદી ઘરબાર,
છો નાજુક નાર; પધારો૦
તમે છોટી ઉમર સોળ વર્ષનાં, નથી સંકટ વેઠયાં લગાર,
તમે કોઈવાર; પધારો. ૯
પરણી આવીને પીઅર ગયાં નથી, તમને મળવાને ઇચ્છે છે,
માય ચોંપે ચિત થાય; પધારો૦
રાજા જનકજી તમને ઝંખે ઘણા, તેમના સંદેશા આવે સદાય,
તેડાં પાછાં જાય. પધારો. ૧૦
ભાત ભાતનાં ભોજન ભાવતાં, તમને મોકલશે મહિપાળ,
મુકાવીને થાળ. પધારો૦

અમે અવધે ફરી જ્યારે આવશું, લેશું સ્નેહી તમારી સંભાળ,
ત્યારે તતકાળ; પધારો. ૧૧

રૂડી મિથિલાપુરી મન માનતી, તેમાં પામશો પરમ વિરામ,
બાપને ગામ; પધારો૦

ગોદી તમને ગમે તેમ હું કરૂં, એમ દલપતરામનો સ્યામ,
કહે રાજા રામ. પધારો પિયર ભણી. ૧૨

## પછી સીતાજી બોલ્યાં તેનું ધોળ.

### રાગ ઉપર પ્રમાણે.

એવું સાંભળી સીતાજી કહે સુણો સુંદરસ્યામ સુજાણ,
પ્યારા મારા પ્રાણ સાથે રાખો સ્નેહથી.

જુદાં પડવાની વાત વાલા કહો, તેનો બોલ લાગે તીક્ષણ,
બાણ રઘુકુળ ભાણ; સાથે રાખો.

સ્વામી જ્યાં તમે ત્યાં ઘર માહરૂ, તમથી વેગળી તે પરદેશ;
હું જાણું હમેશ; સાથે રાખો ૧

તમે જોગીનો વેશ જો ધારશો, તો હું જોગણનો ધરૂં વેશ,
જટા કરૂં કેશ; સાથે રાખો.

સ્વામી તમેરે સુખી તો સુખ માહરે, તમે દુઃખમાં તો દુઃખ
મારે દેહ એમાં શો સંદેહ; સાથે રાખો. ૨

જે કોઇ પરણ્યા પછી રહે પીયરમાં, અવતાર બળ્યો ધીક,
એહ મુવા જેવી તેહ. સાથે રાખો.

સ્વામી તમ વીના મંદીરને માંળીઆ; ભાસે પર્વત મોટા,
સમાન વસ્તી તો વેરાન. સાથે રાખો ૩

મહાવનમાં ભરી વસ્તી ભાસસે, જ્યારે પામીશ દર્શન દાન,

કૃપાના નીધાન. સાથે રાખો.

સાસુ સસરાને માત પીતા સહિ,' ભલે જીવો કરો રૂડાં રાજ,
મને મહારાજ, સાથે રાખો૦ ૪

સ્વામી શું કરૂં બાઇ ભોજાઇને સ્વામી શું કરૂં સધ્ધર સમાજ
કેનું નથી કાજ. સાથે રાખો૦

સાચું સગપણ જગમાં સ્વામી તણું બીજો સ્વાર્થી સગળો
સંસાર કુટુંબ પરીવાર. સાથે રાખો૦ ૫

મારા લાડ પાલણ તમે લાલજી, બીજો નથી આંસુનો લુહાર
કે એકે આધાર; સાથે રાખો૦

કાયા પ્રાણ થકી જો જુદી રહે, તો હું તમથી જુદી પડી છેક
જીવું તજી ટેક; સાથે રાખો૦ ૬

જો કોઈ જળથી જુદી પડી માછલી રાખે કુવમાં કરી વીવેક.
જીવે પળ એક; સાથે રાખો.

તમે સુખના સાગર રહો વેગળા, પછી શું કરૂં રાજ ને પાટ;
હવેલીના ઠાઠ; સાથે રાખો૦ ૭

મને હીરનાં ચીર ગમે નહિ, મને ન ગમે ઘરેણાંના ઘાટ.
મટાડો ઉચાટ; સાથે રાખો.

હું તો તમને દીઠે થાઉં દેખતી, અણ દીઠે તો. આંધળી ભીત,
જન્મની એ રીત; સાથે રાખો. ૮

મેં તો સ્નેહ તોડયા સહુ લોકથી, બાંધી તમ સંગે પુરણ પ્રીત,
ચોરાયું છે ચીત, સાથે રાખો.

જમવું જીવન તમથી જુદા પડી, હોય વિધવિધનાં પકવાન,
તે વિખનાં નીશાન સાથે રાખો૦ ૯

કરીએ ભોજન તમ સંગે ભાવથી, હોય કેવળ શાકને પાન,

તે મેવા સમાન, સાથે રાખો.
પડશે તડકાને તાપ વૈશાખના તે તો જાણીશ ચંદ્ર પ્રકાશ,
રહી તમ પાસ; સાથે રાખો૦ ૧૦
મુજને મેલીને પંથ પધારશો, આવી મળવાની ધરશો ન આશ,
નિશ્ચે પામું નાશ; સાથે રાખો૦
કરતી વાત ઢળી પડી ધરણીએ, નારી જનકની થઇ છે નીરાશ,
કહે લેતી શ્વાસ; સાથે રાખો. ૧૧
દયા કરી દેવ દલપતરામના, સતી સીતાને દેખી ઉદાસ,
જતાં વનવાસ. સાથે રાખ્યાં સ્નેહથી ૧૨

## રામચંદ્રજીએ સીતાજીને કાગળ લખ્યો તેનુ ધોળ.

**આમેરૂં મોધા મુલનું—એ રાગ,**

સ્વસ્તિશ્રી પુર લંકા સોહામણી,
જ્યાં રાજે છે જનક કુમારી, પ્રિતમ લખે પ્યારીને
રહો અખંડ એવાતણુ તમતણું,
એવી આશીશ વાંચો અમારી પ્રીતમ લખે પ્યારીને. ૧
ગોરી દૈવના જોગે જુદાં પડયાં
પણ પ્રાણ મારા તુજ પાસ; પ્રીતમ.
એસુ બાગ બગીચે કે બંગલે
રહું તમ વિના અધિક ઉદાસ. પ્રીતમ. ૨
તારા સ્નેહ ઘડીએ ઘડી સાંભરે
તારો ભાવ ભુલ્યો કેમ જાય, પ્રીતમ.
તારા હેતથી હૈડું ભરાય છે,
તે તો લેખણથી ન લખાય. પ્રીતમ. ૩

મારે અર્થે તમે બાળપણુ થકી.
તજ્યો સઘળો પીયર પરિવાર; પ્રીતમ.
મારાં લેશ વચન નહિ લોપિયાં,
નથી કોપિયાં કદીએ લગાર. પ્રીતમ. ૪
તારી નમ્રતા અમ્રતથી ગળી
વળી શોભીતો શાન્ત સ્વભાવ: પ્રીતમ.
જેથી મનની ઉદાસ તુરત મટે,
તારા બોલનો એવો બનાવ. પ્રીતમ. ૫
ગોરાંદે તારા ગુણ કેમ વીસરે,
કેમ વીસરે વીલાપ ભર્યાં વેણુ; પ્રીતમ.
હેતે હસ્તુ વદન તારૂં વનીતા,
મારાં નીરખવા તલપે છે નેણ. પ્રીતમ. ૬
દિવસે તુજ વિના દિલમાં ગોઠે નહી;
પીવું પાણી કે જમવું અનાજ. પ્રીતમ.
રાતે રોઇને આંખ્યો રાતી થઇ;
લોક પુછે તો આવે છે લાજ પ્રીતમ. ૭
ગોરી મનમાં ધીરજ ધરી રાખવી;
કાલે ભાગશે ભવના વીજોગ. પ્રીતમ•
જેથી રીજ આપણને જગપતિ,
એવો અહેનિશ કરજો ઉદ્યોગ. પ્રિતમ. ૮
જે જે વૃદ્ધ પાડોશીયો શુદ્ધ છે,
તેને પ્રીતથી કહેજો પ્રણામ; પ્રિતમ•
વીવીક્ષણ મારા મીત્ર પવીત્રને,
કહેજો જરૂરતું હોય જો કામ. પ્રિતમ• ૯

જોઇતી વસ્તુ જરૂર મંગાવજો,
કશી વાતે મુઝાશો ન મન; પ્રીતમ૦
કાશે દેખીશું દીવસ આનંદના,
જાશે વીસરી દુઃખે ભર્યાં દન. પ્રીતમ. ૧૦
જે જે પ્યારી તમારી સાહેલીયો.
તેને પણ મારા કહેજો જુહાર; પ્રીતમ૦
સાસુ સસરાની આશીષે સુંદરી
મળશું ભામની ને ભરથાર. પ્રીતમ૦ ૧૧
વધે સ્નેહ ને સંપ સુજન સાથે.
તેવા તન મન રાખજો ટેવ; પ્રીતમ૦
અમે થોડી અવધે હવે આવીશું;
એમ દલપતરામનો દેવ, પ્રીતમ લખે પ્યારીને. ૧૨

## પંદર તિથિઓ.

પુનમે અમને પુરણ દરશન દેજોરે છોગાળા;
દયા કરી મારી દેહીનાં દુખડાં ખોજોરે મોરલીવાળા ૧
પડવે આવી પકડો મારી બાંહરે, છોગાળા;
કંઇ સતગુરની શીતળ રાખો છાંયરે મોરલીવાળા ૨
બીજે મારી બાળક બુધી કાપોરે છોગાળા;
દયા કરીને શીતળ સુખડાં આપોરે, મોરલીવાળા ૩
ત્રીજે હું તેમ તત્પર થઇને બેઠીરે છોગાળા;
મુખની વાણી મુજને લાગી મીઠીરે. મોરલીવાળા ૪
ચોથે ચતુરા શું થયા છો ચુકીરે છોગાળા,
કાંઇ હેઠ લાગી મેં લાજ સરવની મુકીરે, મોરલીવાળા ૫
પાંચમ પુરણાહુતી કહેવાયરે છોગાળા;

મુજથી હરિ વિના ઘડીએ ન રહેવાયરે. મોરલીવાળા. ૬
છઠીના લખ્યા લેખ તે કેમ ટળશેરે, છોગાળા;
મુજ પતિવ્રતાનાં કારજ કરવાં પડશેરે. મોરલીવાળા. ૭
સાતમે હું ગુણ તમારા ગાતીરે છોગાળા;
આ મોરલીને શબ્દે હીંડુ માતીરે. મોરલીવાળા. ૮
આઠમે અવતરીઆ અંતરજામીરે, છોગાળા;
જાદવકુળમાં જન્મ્યા છો અંતરજામીરે. મોરલીવાળા ૯
નોમે કરવાં નરપતીનાં કામરે, છોગાળા;
મુજ મંગળકારી ગયા મથુરાં ગામરે. મોરલીવાળા. ૧૦
દશમે આવી દાવાનળ કોપ્યોરે, છોગાળા;
મામો કંસ મારી રણસ્થંભ રોપ્યોરે. મોરલીવાળા. ૧૧
એકાદશીના પડદા આવી ખોલોરે, છોગાળા;
કાંઇ અંતરજામી અમ સંગાથે બોલોરે મોરલીવાળા ૧૨
બારશે વંદ્રાવન રસ્તો ઝાલોરે, છોગાળા;
મુજ આસુપ જીવને શું મેલો છો વીલોરે, મોરલીવાળા ૧૩
તેરશે કાંઈ ચરણ કમળ ચીત્ત લાગ્યુંરે છોગાળા;
કોઈ જનમો જનમની ભકતી તમારી માગુરે મોરલીવાળા ૧૪
ચઉદસે ચરણ કમળની દાશીરે છોગાળા;
મુજ મંગળકારી ગયા મથુરા નાશીરે મોરલીવાળા ૧૫
અમારો કાંઇ ધરણીધર કહેવાયરે છોગાળા;
કાંઇ નરસિંહ મહેતો ગુણ તમારા ગાયરે મોરલીવાળા ૧૬

## પંદર તિથિઓ.

પડવે પાતાળીઆ ગીરધારી મારે ઘેર આવજોરે લોલ;
બીજે બાળક બેહુ બાહારકે મેં સમજાવીયુંરે લોલ;

ત્રીજે ત્રણ ભુવનનો નાથ. મોતીડે વધાવીએરે લોલ;
ચોથે ચંચળ બોલી નાર મથુરાની વાટમાંરે લોલ.
પાંચમે પગલાં ભરજો પ્રેમ કે મારે ઘેર આવજોરે લોલ;
છઠે છોગાળા ભગવાન કે ભગતને તારજોરે લોલ;
સાતમે સાદ કરે એક નાર કે ગોકુળ ગામનીરે લોલ,
આઠમે અવતરીઆ ભગવાન કે નીરખુ નાથનેરે લોલ;
નોમે નરત કરે એકનાર કે ગોકુળ ગામનીરે લોલ;
દશમે મામો માર્યો કંસકે મથુરાની વાટમારે લોલ:
એકાદશી પરણી લાવ્યા નાર કે સતભામા ખરીરે લોલ:
બારશે બહુ બળીઆ ભગવાનકે દીશોદીશ વાપીઆરે લોલ;
તેરશે ધન ધુવે એક નાર કે ગોકુળ ગામનીરે લોલ;
ચઊદશે બનસી વટને ચોક કે રાસ રમાડજોરે લોલ.
પુનમે પંદર તીથી થઈ પુરી કે ગુણ ગાઇ રહીરે લોલ.

## મલાવરાવનો રાસડો.

પીતળ લોટા જળે ભર્યારે દાતણ કરતાં જાઓરે મલાવરાવ:
સેહેરનો સુબો કયારે આવશેરે.

દાતણ કરશુ વાડીએરે કરતી ફીરંગીની ફોજરે મલાવરાવ શે૦ ૧
ચીની તે પ્યાલા તેલે ભર્યારે; મર્દન કરતા જાઓરે મલાવરાવ શે૦
મર્દન કરશુ વાડીએરે કરતી ફીરંગીની ફોજરે મલાવરાવ. શે૦ ૨
તાંબા તે કુડીઓ જળે ભરીરે નહાવણુ કરતા જાવરે મલાવરાવ શે૦
નહાવણ કરશુ વાડીએરે કરતી ફીરંગીની ફોજરે મલાવરાવ શે૦ ૩
રાંધી રશોઇયો એમ રહીરે ભોજન કરતા જાઓરે મલાવરાવ શે૦
ભોજન કરશું વાડીએરે કરતી ફીરંગીની ફોજરે મલાવરાવ શે૦ ૪
પાન સોપારીને એલચીરે મુખવાસ કરતા જાવરે મલાવરાવ શે

મુખવાસ કરશુ વાડીએરે ફરતી ફીરંગીની ફોજરે મલાવરાવ શે૦ ૫
સોના તે કેરા સોગટારે રમત રમતા જાઓરે મલાવરાવ. શે૦
રમત રમશુ વાડીએરે ફરતી ફીરંગીની ફોજરે મલાવરાવ. શે૦ ૬
ઢીચણ સામો ઢોલીઓરે પોઢણુ કરતા જાઓરે મલાવરાવ શે૦
પોઢણુ કરશુ વાડીએરે ફરતી ફીરંગીની ફોજરે મલાવરાવ. શે૦ ૭
ક્યાંથી આવ્યા પીટયા જંગલારે માથેટોપી સુરોવેશરે મલાવરાવ શે૦
રાણી રવે રંગ મહેલમારે દાસીઓ રવે દરબારરે મલાવરાવ શે૦
સહેર છોડી સુઓ નીસર્યોરે લીધી નડીઆદની વાટરે મલાવરાવ શે૦
હાટે રવે હાટ વાણીઆરે ચોરે રવે ચારણ ભાટરે મલાવરાવ શે૦

# ભાગ ૮ મો.

## અભિમન્યુનો ચકાવો.

સરસ્વતી સ્વામીને વીનવુંરે ગણપતે લાગુ પાયરે;
અજોધ્યા નગરીમાં દહીતનો વાસો તેનાં તે મસ્તક છેદોરે.
દહીત કાળે કૃષ્ણે કજીઆરે માંડયો,
દહીતોમાંથી દહીતાણી નાઠા ગયા ગયામાંહી રે,
વનમાં જઈ અર્ધલોચન જન્મ્યા.
સોના કામઠડીને રૂપાના ભાલા અર્ધલોચન રમવા નીસર્યારે,
જઈ રહ્યા જઈ રહ્યા વગડા વચ્ચે.
વનરે વગડામાં એક પંખી જનાવર;
તેરે જનાવર અર્ધલોચને માર્યો, ડોશી તે મેણાં બોલીરે;
બહુ છે બળીઓ બહુ બળવંતો,

એવો છે તો તારા બાપનું વેર લેને.
ત્યાંથી અહલોચનને ઝાળો લાગી, આવી રહ્યા ઘર આંગણેરે;
કે મારી મા મારો બાપ કેણે માર્યો.
બાર વીશ વર્ષે દીકરા બાપ કેમ સાંભર્યો:
ડોશી તે મેણું બોલીરે,
તારો બાપ તે કાળા કૃષ્ણએ માર્યો.
બને કોડો લઇ અહલોચન ચાલ્યા, જઇ રહ્યા વન વચ્ચેરે.
વનરે વગડાનાં લીલાં વૃક્ષરે વાઢયાં;
કાળાં ડાળાં પડયાં સુક્યાં થડીયાં ઉપાડયાં.
લાકડાની બાંધી ભારીરે;
ત્યાંથી અહલોચન સુતારી ઘેર આવ્યો.
ભાઇરે સુતારી તું મારો વીરો પેટી ઘડી તું મને આપરે.
બોતેર ખાનાને એક કોઠો,
ત્યાંથી અહલોચન લવારી ઘેર આવ્યો;
ભાઇરે લવારી તું મારો વીરો, આ મને પેટી જડી આલરે.
છત્રીસ તાળાં ને બત્રીસ કુંચીઓ;
ત્યાંથી અહલોચન ચીતારા ઘેર આવ્યો.
ભાઇરે ચીતારા તું મારો વિરો, પેટી ચીતરી આલ સારીરે,
ત્યાંથી અહલોચન દરજીડા ઘેર આવ્યો,
ભાઇરે દરજીડા તું મારો વીરો. આની મને ગાદી સીવી આલરે,
પેટી ઉપાડી અહલોચન ચાલ્યો,
જઇ રહ્યો વગડારે વચ્ચે, વડની છાંયે પેટી મુકીરે.
બ્રાહ્મણ વેશે કાળા કૃષ્ણજી આવ્યા.
ક્યાં જાઓ છો મારારે જજમાન, કૃષ્ણનું વેર વાળવા જાઉરે;

કહો ગોરજી કાળા કૃષ્ણ કેવારે હશે,
તુજ સરખાને તારારે જોવા દેહી પ્રમાણું આલોરે,
લ્યો મારા ગોરજી દેહીનું પ્રમાણું.
ત્યાંથી અછલોચન પેટીમાં સમાણા, કાળા કૃષ્ણે તાળાં અટકાવ્યાંરે,
ગોર મારા ગોર મને બહાર કાઢો.
કોણ તારો ગોર તું કોનો જજમાન, હું છું કાળો કૃષ્ણરે,
પેટી હતી તે આકાશે ઉડાડી;
આકાશના દેવતારે જગાડ્યા, આ જુદ્ધ કોણે માડયાંરે;
અછલોચનને કાળા કૃષ્ણએ માંડ્યાં,
પેટી હતી તે પાતાળે પછાડી, પાતાળના શેશનાગ ડોલ્યારે.
આવું તે જુદ્ધ કોણ માંડ્યું,
અછલોચન ને કાળા કૃષ્ણે માંડ્યું તેનો થયો ખડભડાટરે.
ત્યાંથી અછલોચન મૃત્યુરે પામ્યા.
ખભે પેટીને કાળો કૃષ્ણજી ચાલ્યા, જઈ રહ્યા દ્વારકાં ગામરે;
પેટી હતી તે સુભદ્રાને આપી,
જોજોરે એની આ પેટી ઉઘાડતાં સાચવી રાખજો પાસેરે.
નણંદ ભોજાઇ બે માથારે જુવે,
નણંદલ તમારા ભાઇ શું લાવ્યા તે મુજને દેખાડોરે.
પેટી હતી તે સુભદ્રાએ ઉઘાડી.
ભાઈનું કહ્યું સુભદ્રાએ ન માન્યું શ્વાસમાં વાસ સમાઈ ગયોરે,
પેહેલોરે માસ એળેવેળે ગયો.
બીજેને માસે સ્વધરને સંભળાવ્યું ત્રીજાને મરમ ન જાણ્યોરે;
ચોથે માસે માતાને સંભળાવ્યું,
પાંચમે માસે બાંધીને રાખડી છઠે તે કહીયલ ફુધરે;
સાતમેને માસે ખોળો ભરાવ્યો.

ખોળા ભરાવીને મહીયર વળાંવ્યાં આઠમાનો મરમ ન જાણ્યોરે,
નવમેને માસે અભેમન્યુ જન્મ્યા.
સોનાની સળીએ નાળ વધેર્યો પાણી સાટે દુધડે નવરાવ્યારે;
ચીર ફાડીને બાળોત્યાં કીધાં.
જાદવનારે પારણાં બંધાવ્યાં ચોખા હાથે મોતીડે વધાવ્યારે,
સાત પાંચ વરસના અભેમન્યુ થયા;
લેઇ પાટીને ભણવા ગયા ભણી ગણી નવછંદા થયારે;
પોતાના કાકા સગાઇઓરે લાવ્યા,
ઓતરા અભેમન્યુ તારીરે નારી વઇરાટની કુમારીરે.
લીલાને પીળા વાંસ વઢાવો નવરંગી ચોરી ચીતરાવીરે,
ત્યાંથી અભેમન્યુ પરણવા ચાલ્યા સારા તે શુકન થાયરે.
ત્યાંથી અભેમન્યુ સરોવરીએ આવ્યા સુકાં સરોવર લીલાં થાયરે,
ત્યાંથી અભેમન્યુ ભાગોળે આવ્યા ભાગોળે ભેરો વગડાવોરે;
ત્યાંથી અભેમન્યુ ચઉટામાં આવ્યા ચઉટામાં ચમર ઢોળાવોરે;
ત્યાંથી અભેમન્યુ જાનીવાસે આવ્યા સાસુજી પોંખવા આવ્યાંરે,
ત્યાંથી અભેમન્યુ તોરણે આવ્યા મામાજી કન્યા પધરાવોરે;
ત્યાંથી અભેમન્યુ ચોરીમાં આવ્યા મામાજી દ્યો કન્યાદાનરે.
પેહેલુને મંગળ વરતને વરતુ દાદાજી દ્યો કન્યાદાનરે;
દાદાજીએ આપ્યાં ઘોડીલાનાં દાન;
બીજું ને મંગળ ચોરીમા વરત્યું માતાજી દ્યો કન્યાદાનરે.
માતાજીએ આલ્યાં ગાવડીઓનાં દાન,
ત્રીજુ ને મંગળ ચોરીમાં વરત્યું વીરાજી દ્યો કન્યાદાનરે
વીરાએ આલ્યાં વેલડીઓનાં દાન,
ચોથું મંગળ ચોરીમાં વરત્યું ભાભીજી દ્યો કન્યાદાનરે.

ભાભીએ આલ્યાં ઝોટડીઓનાં દાન
ત્યાંથી અભેમન્યું પરણીને ઉઠ્યા માતાને પાએ લાગ્યારે
પોતાની માએ આશીશરે આલા
ઘણું જીવો દીકરા ઘણો આવરદા ઓતરા તારી નારીરે;
જોજે અભેમન્યુ તારીરે ગોરી ગોરી છે ગુણવંતીરે
અમારા તે કુળમાં એવીરે રીતો વર સાથે કન્યા ન હોયરે
પહેલાંરે પહોરના શમણાંરે લાગ્યાં
આરે શમણામાં કોરાં કાંકણુરે નંદ્યાં;
આરે શમણામાં દીકરી આળ પંપાળ, તારા શમણાં પડો સુકે લાકડેરે.
ત્રીજામતે પોહોરનાં શમણાંરે લાગ્યાં;
અરે શમણામાં કેરાં ઘારચોળાં પહેર્યાં.
શમણાં દીકરી આળપંપાળ, સમણાં પડો રાંડી રેડીએરે
ત્રીજેરા પોહોરનાં શમણાંરે લાગ્યાં.
આરે શમણામાં રાયકો આણેરે આવે;
એરે શમણાં દીકરી આળપંપાળ, શમણાં પડો સમુદ્ર બેટમાંરે.
ચોથેરા પહોરનાં શમણાંરે લાગ્યાં;
બાળુડો અભેમન્યુ જુધ્ધે ચઢે છે, ઓતરાને આણાં આવ્યાંરે.
ઓતરાના બાપની ઉંચી હવેલી;
રેશમના દોરા, ઓતરા માથલાં ગુંથેરે;
વીરડો સાંઢે રતનો રબારી, વેગે આવતો દીઠોરે.
મારીરે મા તમે પોઢેલાં જાગો, મા મારાં આણેલાં આવ્યાં રે
ઘણુંરે જીવો દીકરી એ શુંરે બોલ્યાં.
બારીએથી રહી ઓતરાએ પુછ્યું;
ક્યાંથી આવ્યા વીરા ક્યાં તમે જાશો.

બાજુંડા અભેમન્યુ જુધ્ધે ચઢે છે ઓતરાને આણે આવ્યોરે;
બારીએથી ઓતરાએ પડતારે સુકયાં ના રહી શુદ્ધ ને સાનરે
ઓતરાના દાદાએ ડોસીડા જગાડ્યા, ચુંદડી કાડો આજ સારીરે,
સારી સારી કાડેને નુકશાન નીસરે. દાદે ડોસીડાને મારવા લીધો;
એ મારા દાદા શીદને મારો છો, ઓતરાના કરમનો વાંકરે.
ઓતરાના દાદે મરડીયા જગાડ્યા, ચુડીલો કાઢ બહુ સારોરે
સારાં સારાં કાડે નંદયલાં નીસરે,
દાદે મરડીઆને મારવા લીધો.
એ મારા દાદ શીદને મારો છો ઓતરાના કરમનો વાંકરે.
ઓતરાના દાદે સોનીડા જગાડ્યા લાળીઓ કાઢ આજ સરીસ્રે,
સારી સારી કાઢે નંદએલી આસરે
દાદે સોનીડાને મારવા લીધો.
એ મારા દાદા શીદને મારો છો, ઓતરાના કરમનો વાંકરે.
ઓતરાના દાદે માળીડા જગાડ્યા, ગજરા કાઢને મોંઘા મુલનારે.
ખીલેલા કાઢેને કરમાએલા નીકળે, દાદે માળીડાને મારવા લીધો.
એ મારા દાદા શીદને મારો છો, ઓતરા કર્મના વાંકરે.
ઓતરાને દાદે મોચીડા જગાડ્યા.
મોજડીઓ કાઢો મોંઘા મુલનીરે;
રાતી રાતી કાઢેને કાળી કાળી નીકળે, દાદે મોચીડા મારવા લીધા;
એ મારા દાદા શીદને મારો છો, ઓતરાના કર્મના વાંકરે.
ઓતરાને દાદે સરહ્યા જગાડ્યા સારૂં સારૂં કંકુ કાઢોરે;
કંકુ કાઢેરે કાઝળ નીસરે દાદે સરહ્યાને મારવા લીધો;
એ મારા દાદા શીદને મારો છો ઓતરાના કર્મના વાંકરે;
પછી સાસરવાસે ઓતરા વળાવ્યાં.

## વળામણાં.

કે મને મારીને રથડા ખેડરે, બાળા રાજારે.
કે મને યુધ્ધે તે સાથે તેડરે. બાળા૦
કે મને યુધ્ધ જોવાના રસ કોડરે. બાળા૦
કે આપણુ સરખા સરખી જોડરે, બાળા૦
કે લાવ હું ધરૂં હથિયારરે બાળા૦
કે કોરવનો સંહારરે બાળા૦
કે છોડી યુદ્ધ નીકળો બેરરે, બાળા૦
કે તમને આપુ મારા બાપનું રાજરે. બાળા૦
કે નારી કેશ સમુળા કાઢરે, બાળા૦
કે રથ ઉપર દેહ પછાડરે. બાળા૦
કે રથ ખેડો તો કાઢું મારા પ્રાણરે. બાળા૦
કે મારા સસસ મેણાં બોલ્યારે, બાળા૦
કે વહુ આવતી બમરાળીરે. બાળા૦
કે મેં તો દીઠી નથી પગની પાનીરે ઓતરા રાણીરે
કે તારૂં રૂપ દેખી યુધ્ધે ન ચડતરે ઓતરા૦
કે મેં તો નથી દીઠી નાકની દાંડીરે. ઓતરા૦
કે મામા કૃષ્ણનો જાજો વંશરે, ઓતરા૦
કે મને પાટા બાંધીને પરણાવ્યોરે, ઓતરા૦
કે મને સમરથ સાસરી દેખાડરે બાળા૦
કે મને સાસરી જોવાનો રસકોડરે. બાળા૦
કે મારા કંકણ દોરા છોડાવરે, બાળા૦
કે મને સમરથ સસરો દેખાડરે. બાળા૦
૭ કે મને ઘુંઘટ તાણવાના રસ કોડરે; બાળા૦

કે મને દીયર દીવડો દેખાડરે, બાળા૦
કે મને હોળી રમ્યાના રસ કોડરે, બાળા૦
કે મને નાનીશી નણદી દેખાડરે. બાળા૦
કે મને ઢીંગલે રમ્યાના રસકોડરે બાળા૦
કે મને સમરથ સાસુજી દેખાડરે. બાળા૦
કે મને પાય પડવાના રસ કોડરે; બાળા૦
કે મને જોડની જેઠાણી દેખાડરે, બાળા૦
કે મને જોડે ઢીંડવાના કોડરે, બાળા૦
કે મને વાદલી દેરાણી દેખાડરે. બાળા૦
કે મને વાદ લીધાના રસકોડરે. બાળા૦
કે મારૂ માથુ વાઢીને દડો ખેલરે; બાળા૦
કે તારી કેડની કટાર મને આલરે. બાળા૦
કે મારી જમણી કુખ ધરો સુરરે, બાળા૦
કે તારી જમણી કુખ ન ધરેશરે, ઓતરા
કે તારી કુખે મોતીગર દીકરોરે, ઓતરા
કે તે દેશે શ્રીરામનું નામરે. ઓતરા
કે સરી રાખસે બાપનું નામરે. ઓતરા
કે તેથી સરશે તમારૂ કામરે, ઓતરા૦
કે તારી ઢાલડીના ઓઠે મને રાખરે બાળા૦
કે તારા આવતાં ઝીલેશ બાણુરે, બાળા૦
કે ઝાલી ઝાલી ઘોડલીઆની બાગરે બાળા૦
કે મેલો મેલો ઘોડલીયાની બાગરે ઓતરા૦
કે મારા ચઢ્યા છે બાપબંધ દેખરે. ઓતરા૦
કે મેં તો ધાવતાં બાળ વછોડ્યાંરે, બાળા૦

કે મને તેનાં પ્રાયશ્ચીત લાગ્યાંરે, બાળા૦
કે મેતો છાણે છાણું ભાગ્યુંરે. બાળા૦
કે મને તે પાયશ્ચિત લાગ્યું રે બાળા૦
કે મેતો દીવે દીવો કીધોરે, બાળા૦
કે મને તેનાં પ્રાયશ્ચીત લાગ્યાંરે બાળા૦
કે હું તો પથરે પાનીએ ધોતી બાળા૦
કે મને તેનાં પ્રાયશ્ચીત લાગ્યાંરે. બાળા૦
કે મેં તો વેતી નીક દીધા પગરે, બાળા૦
કે મને તેનાં પ્રાશ્ચીત લાગ્યાંરે; બાળા૦

## ગરબી ૧ લી.

ગીરધારીરે વાલમ વાત વિચારો, મન મોહન આંખ ન મારો.
મનમોહનરે મુકો મારગ જાવા, કેમ રોકો જમુનાં જાવા. ટેક.
રસીયારે પ્રીત તમારી જાણી, મારી ભાગશે દહીની દોણી
કહું વિઠલરે રહેજો અમથી અળગા, શીદ મને જાતાં વળગો,

ઝુલ.

નવ પાલવડો મુજ તણોરે, જુગતીની રીત નવ જાણોરે;
હું જાણું જદુવિર શાણોરે, કહું કેશવરે મુકો કાવાદાવા
કેમ રોકો જમુનાં જાવા. ૧
નહી આપુંરે દાણ દધીનું આજે, નથી લાવી તમારે કાજે;
મુકો પાલવરે ફાટે ચુંદડી મારી, હું સમજી વાતો તમારી.

ઝુલ.

મુકો મહી મારાં ઢોળાશેરે, મારી ચીર ચુંદડી ભીંજાશેરે;
હરી હાણ હસતાં થાશેરે, પ્રભુ હમશુંરે ફંદ કરો કેમ આવા,
કેમ રોકો જમુનાં જાવા. ૨

હરી જાયછેરે સાથ સૈયરનો મારો, મેં જાણ્યો તને ધુતારો;
નહીં સરશેરે અરથ હરિવર અમથું, કહુંછું મોહન સાચુ તમથું.

ઝુલ.

ન કરો નયનનો ચાળોરે અમો દઇશું જદુવિર ગાળોરે;
લજવાશો કામણગારારે શામળીઆરે શીખ કહું સમજાવા.
કેમ રોકો જુમનાં જવા. ૩

નવ નાંખોરે છાતીએ હાથ વહાલા, કહું વચન તો પડશો વીલા;
સુખ પલકેરે ચુંબન કરવા કાજે, એવી વાત જવા દો આજે

ઝુલ.

મુકો હાર હૈયાથી છુટેરે, મારી ચોળીની કસ વછુટેરે;
વળી મહીનું ગોરસ ફુટેરે, ગોરધનનારે સ્વામી બકો કેમ આવા.
કેમ રોકો જુમનાં જાવા. ૪

## ગરબી ૨ જી.

રાગ ઉપર પ્રમાણે.

મેં જાણુરે જીવણ તારી પ્રીતી, નવ સમજે સ્નેહની રીતી. ટેક
વનમાળીરે વનમાં વાત જે કીધી, મારી સાસુએ સમજી લીધી.
વળી નણદીરે કાનો કહી બોલાવે, મને મેણાં દઈને ખીજાવે.
મારો પરણ્યો મને દુખ દેછેરે, વળી વચન વિશેષીક કહેછેરે;
તેથી અંતર બળતું રહેછેરે, નથી તોડીરે પ્રિતમ તુજથી પ્રિતી.
નવ સમજે સ્નેહની રીતી. ૧

શામળીયારે હાક મને શીદ મારો, ના સાન કરી સમજાવો;
સહુ જાણેરે વાત તારી મારી કહે કેમ કરૂં ગીરધારી.

ઝુલ.

કહો કેમ શામળીઓ આવેરે, વળી શીત કરી બોલાવેરે;

કરી સાન થકી સમજાવેરે માટે કહુંછુંરે મોહન તારી રીતી.
નવ સમજો સ્નેહની રીતી. ૨

કહે સાસુરે વહુજી રે'જ ઢંગે, કેમ જાઓ શામળીઆ સંગે,
વહુ કાલેરે વાર લાગી કેમ વાટે, મળ્યો મોહન જમુનાં ઘાટે;

ઝુલ.

શાને ચુડી નંદાઈ તારીરે કેમ ફાટી કંચુકી નારીરે;
વાત જાણું છું સારી નઠારીરે, તમે જોડીરે પાતળીયા શું પ્રીતી.
નવ સમજો સ્નેહની રીતી. ૩

આટે મોહનરે આવવું નહી ઘેર મારે હું આવીશ જમુનાં આરે;
બેશી સુખ દુઃખરે વાત કરીશું વનમાં કો નવ જાણે ગોકુલમાં.

ઝુલ.

નથી જુદી હું તમથી પ્યારારે, નવ રહેશો મુજથી ન્યારારે;
છોળી પ્રાણ જીવન તમો મારારે, કહે ગોરધનરે કોથકી હું નવ બીતી;
નવ સમજો સ્નેહની રીતી. ૪

## ગરબી ૩ જી.

( નરસીંહજીની–રાગ ઉપર પ્રમાણે. )

નરસીંહજીરે વડોદરાના વાશી, તુજ ચરણે કોટીક કાશી. ટેક.

અવનીમારે ઉત્તમ નાચ તમારૂં આવ્યા છો ભકતને સારૂં.
તમે માર્યોરે હીરણ્યાકસ્યપ વારૂ, પ્રલ્હાદ ઉગારણ સારૂ;

ઝુલ.

કીધું મોટું કામ મોરારીરે, બહુ બહુ ભકતજનોને તારીરે
વસ્યા વડોદરે ગીરધારીરે, તુજ ભજન કરે મટશે શોક ઉદાસી.
તુજ ચરણે. ૨

બળતી છેરે જ્યોત અખંડીત સારી, ભર્યાં ટાંકાં ઘીનાં ભારી;
કારતકીરે શુદ ચૌદશે જે વાર, મળે મંડળી જન અપાર,

ઝુલ.

વહાં ભરાય લોક હજારેરે, મળે માલ લેનારને સારેરે;
નહીં આ દર્શનનો વારેરે, ત્યાં રહીછેરે ઝળહળ જ્યોત પ્રકાશી;
તુજ ચરણે. ૨

તુળશી વાડીએરે પ્રભુ પુનમે જાય, બહુ ભીડ લોકની થાય;
વહાં ઓચ્છવરે રૂડો કરે હરીજન, કરે ભાવિક સહુ દર્શન.

ઝુલ.

પ્રભુ ધરતા નવા શણગારરે વરઘોડો શોભે અપારરે;
સુખપાલે બેસે મોરારીરે, તુળશીશુંરે લગ્ન કરે સુખવાશી;
તુજ ચરણે. ૩

મધ્યરાત્રેરે પરણીને આવે વાલો, ચૌટામાં ચતુર રૂપાળો;
બહુ વીધથીરે વાજાં ઉત્તમ વાજે, પ્રભુ સુખપાલે બીરાજે.
છુટે છે આતસબાજીરે, ઝુંડ જોઈને થઈએ રાજીરે,
રહ્યો શબ્દ ગગનમાં ગાજીરે, બલીહારીરે ગોરધન હું દાશી.
તુજ ચરણે કોટીક કાશી. ૪

## ગરબી ૪ થી.

( રણછોડજીની રાગ ઉપર પ્રમાણે. )

લટકાળારે શ્રી રણછોડ રૂપાળા, મન મોહન મોરલીવાળા. ટેક.
સામળીયારે સુંદર રૂપ તમારૂં દેખી મન મોહે મારૂં;
અણીયાળીરે આંખલડી અલબેલા, છો કાન કુંવર વર ઘેલા,

ઝુલ.

મંદીર તો ગગને ગાજેરે, દરવાજે દુંદભી વાજેરે.
પ્રભુ ઠાકોર માંહી બીરાજેરે, ભક્ત તણારે છોજી પ્રતીપાળ;
મન મોહન મોરલીવાળા. ૧

ગુણવંતારે ગોરધન કર ધાર્યો, કાળજવર કંસને માર્યો.

બંધનથીરે માતપીતા છોડાવ્યાં, વળી ગોરધન ઢોર ચરાવ્યાં.

ઝુલ.

છે અકળકળા અવિનાશીરે, તમે મારી પુતના માશીરે;
વળી થયા મથુરા વાશીરે, ગોકુળમાંરે બનીઆ આપ ગોવાળા,
મોહન મન મોરલીવાળા. ૨

દેવળમાંરે સિંહાસન શુભ છાજે, તે ઉપર શામ બીરાજે.
મુરતીમાંરે અલૌકીક ભાસે, જ્યાં ઝળહળ જ્યોત પ્રકાશે

ઝુલ.

સુખ સજ્યા સુખમય સારીરે, રેશમ ગાદી બહુ ભારીરે;
મંદીરની શી બલીહારીરે, શોભો છોરે સુંદર ત્યાં રઢીયાળા;
મન મોહન મોરલીવાળા. ૩

મસ્તકપરરે મુગટ મણીમય શોભે, જોઈ ભકત તણું મન લોભે;
કેશરીઆરે ધરીઆ વાધા લાલે, ચંદન કીધું પ્રભુ ભાલે;

ઝુલ.

કર મધે મોરલી ધારીરે, સામે ઉભા ગીરધારીરે;
ગોવર્ધન બલીહારીરે. પાયે લાગુરે જશોદાજીના બાળા.
મન મોહન મોરલીવાળા. ૪

## ગરબી પાંચમી.

( અંબાજીના રાગ ઉપર પ્રમાણે (

ધન્ય અંબારે આરાસુર પટરાણી, તને વિશ્વ બધાએ જાણી;
આ અંબારે ધારી ત્રીશુળ પાણી, ગોખ મધે બીરાજો રાણી,

ઝુલ.

ચઉદ બ્રહ્માંડે તને જાણીરે, તારી કીરતી બધે ફેલાણીરે;
સવિ લોકે તને વખાણીરે, આદ્યશકિતરે વેદ વદે છે વાણી.
તને વિશ્વ બધાએ જાણી. ૧

તું છેરે સૃષ્ટી તણી સુખદાતા, તારી ગતી ન જાણે વિધાતા.
નારદજીરે વીણાધારી ગુણ ગાતા, તુજ દરશનથી સુખ સાતા.

ઝુલ.

માને સેવક ઝાઝું ચાહતારે, ગુણ મંડપ માંહે ગવતારે;
જય જય શબ્દ વિસ્તારે, મા ગુણોરે ગાવાને પ્રેમથી વાણી.
તને વિશ્વ બધાએ જાણી. ૨

મા ત્રિપુરારે તારી ઘણી બલીહારી, વાઘ ઉપર કીધી અસવારી;
કર લીધીરે કટારજ દોધારી, માની શોભા બની બહુ સારી.

ઝુલ.

માનું ચંદ્રવદન સુખકારીરે વારે વારે બેઉ ઓવારીરે.
તારી અકળ ગતી છે ન્યારીરે, જુગતંબારે નયન રૂપ વખાણી;
તને વિશ્વ બધાએ જાણી. ૩

અંબાયારે તું છે ભવમાં ભોળી, પેહેરી કુમકુમવરણી પટોળી;
કેશરીનારે રંગથકી ભરેલી, માની જોડ ન જડે પોળી.

ઝુલ.

મા મહીસાસુર રગદોળારે, ચંડ મુંડને નાંખ્યા ચોળારે,
દૈતને પાડયા છે ઢોળારે, શ્રમ લીધા છે સેવક કાજે ઘણી,
તને વિશ્વ બધાએ જાણી. ૪

ભવાનીરે ભજતાં ભાવટ જાશે, પાપ તાપ તો સર્વ પળાશે;
ગુણવંતીરે મહેર કરી તો આવશે, ગુણ ચાચર માંહે ગવાશે.

ઝુલ.

માનાં દરશન થકી દુખ નાસેરે, પ્રેમ ધરી આ ગરબો ગાશેરે.
આ પરસન તેને થાશેરે, ચંદ્ર આશેરે સેવકને લેજો તાણી.
તને વિશ્વ બધાએ જાણી. ૫

# ભાગ ૯ મો.

## માળાની ગરબીઓ.

આઇ કામણગારો કાન માળા ચોરીરે;
જ્યારે પુછશે સાસુ પેર, સઈઅર ગોરીરે;
જો ઉઠીને છેલડો, સહું તો, વીપ્રીત ભાસે આજરે;
માણસને શું મોહોડે કહીએ, નિરલજને શી લાજ. મા૦ ૧
ગોળ પોતાનો ચોરી ખાઇએ, રહીએ સઘુગટ વાળીરે.
સ્વારથે મુજ સામું જુવે, વરણાગીઓ વનમાળી. મા૦ ૨
સાસુ મારાં છે અતિ સાપણ, નણદલ નાર ઠગારીરે:
ફુલ પહેલાં ચોસર ગુંથે, કેડ ન મેલે મારી મા૦ ૩
પરણીા અમારી પેર ન જાણે; નહિ રહ્યાનો ઠામરે;
રામકૃષ્ણ પ્રભુ રંગનો રશીયો, શરણે રાખશે શામ. મા૦ ૪

## ગરબી ૨ જી

મારી સાસુ પુછશે વાત માળા ક્યાં ગઈરે.
વહુ કાલની તારે કંઠે મેં દીઠી નહીરે,
લાડકડી વહુ માળા તમારી મેં કાનને કંઠે દીઠીરે,
આવડી ડાહી તને કેમ કરી, વળી વાત કરે છે મીઠી. મા૦
આ માટે તેને આપી છે, ને શો કીધો ઉધારોરે;
આ માટે મારા મંદીર પધારે, મોહન કામણગારો. મા૦
કાનો ચંચળ ચડતે વેશે નરનો સંગ ન છાજેરે;
હરી સંગાથે હસતાં દેખી હઇડાં મારાં દાઝે. મા૦

સાણુ થયાનું દુખ નથી પણ, હરી પેધે તે માઠુંરે;
રામ કૃષ્ણ પ્રભુ રંગનો રસીયો, કદીએ ન છુટે નાથું. આ૦

## ગરબી ૩ જી.

મારી બાઇજી સમજો મનમાં સમ હું ખાઇશરે; ટેક.
મારી નણુદલને નહી ગમે તો મહીયર જઇશરે;
બાઇજી ભુવવ નામે માળા ટોડલીએ ભરાવીરે;
ઘેલી થઇ ઘર કામજ લાગ્યું, વળતી વિગત ન આવી. સ૦
શું સમળી આકાશેથી આવી, ગમને ગોર થઇ ચાલીરે
વંદ્રાવનમાં ગઉ ગઉ ચરાવતાં ગોવિંદને હાથ લાગી. સ૦
અમો વહુવારૂ નાનાં માટે બોલતાં સુખ બીજેરે;
મોહનનું મુખ મીઠું કરાવી માળા માગી લીજે. સ૦
પેરે પેરે પુછી જોજોને, બોલ્યું ન પડે બહારરે;
રામકૃષ્ણ પ્રભુ રંગનો રસીયો, સઉની લે સંભાળ સ૦

## ગરબી ૪ થી.

તારે નણુદલ બોલી વાત સમ શા ખાશોરે;
જ્યારે આવશે મારો ભાત, સાચા થાશોરે,
કહેવાદે મારા ભાઇને, એને કાનુડો બહુ વાલોરે;
મોહનને કહીએ રૂડા દીસો છો, માળા મારી આલો. સમ૦
કે હઠાડાનું કરણફુલ તે, કયાંય આવી વીસારીરે;
તે મેં કહાનને કાને દીઠું જાણે છે સહુયર મારી. સમ૦
હારને નીત પ્રિતે નિરખ્યા વિના વહુને અન્ન ના ભાવેરે,
શામળીઓ સાહેબો થઇને, વહુજી માટે આવે, સમ૦
વહુને અતિ ઘણો વહાલો છે શામળીઓ શામવરણોરે;
રામકૃષ્ણ પ્રભુ રંગનો રસિયો મથુરાનો ભગવાન. સમ૦

# પ્રેમની ગરબીઓ.

## ગરબી ૧ લી.

કહેવા દેને કાહાન તારી માને કહેવા દેને કહાન,

વહાણાનો વઢવાઢ વટે છે, રવી ઉગમતે ભાણુ; તા૦ ૧
ખિવરાવો તો બીજી નારી, ખરૂં લોહું આરસપાણ. તા૦ ૨
વૃંદાવનની કુંજગલીમાં, હલકું પીપળીયાનું પાન. તા૦ ૩
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, મળ્યાં અમારાં વાન તા૦ ૪

## ગરબી ૨ જી

કહાન માગ્યો દ્યો, જસોદાજી કહાન માંગ્યો દ્યો; ટેક.

આજની રજની રંગભેર રમતાં,
પ્રભાત પાછો લ્યો. જસોદાજી. ૧

કલાં કાંબીને અણુવટ વિછુવા.
હાર હઇયાનો લ્યો. જસોદાજી. ૨

હસ્તિ ઘોડાને માલ ખજાનાં
વહલ સજુતી લ્યો. જસોદાજી. ૩

મીરાંબાઈ કહે પ્રભુ ગીરધરના ગુણ,
ચરણકમળ ચિત લ્યો. જસોદાજી. ૪

## ગરબી ૩ જી.

લીધુંરે લટકે, મારૂં મન લીધુંરે લટકે. ટેક.

વંદ્રાવનમાં વેણુ વગાડે.
વાંસ તણે કટકે મારૂં મન લીધુંરે લટકે. ૧

ગાતર ભંગ કર્યા ગિરધારી:
અમને મારયાં છે ઝટકે, મારૂં. ૨

પાટ પિતાંબર હરીએ પહેર્યાં;
મોહી છું તો પીળુડે પટકે. મારૂં. ૩

મીરાંબાઇ કહે પ્રભુ ગીરધરના ગુણ,
ચરણકમળ ચિત ચાટો. મારૂં. ૪

### ગરબી ૪ થી.

મહી ઢળશે મારૂં, મોહનલાલ મહી ઢળશે મારૂં;
લાખ બે લાખનું માટ નંદાશે, શોભીતું સારૂં, મો૦ ૧
તમે વનમાળી ન કરો ચાળી, અમે વહુવારૂ. મો૦ ૨
ફુલ પડે તેની ચોસર ગુંથે, લોક બોલે ન્યારૂં. મો૦ ૩
મીરાંબાઇ કહે પ્રભુ ગિરધરના ગુણ ચરણકમલ વારૂં. મો૦ ૪

---

# ભાગ ૧૦ મો.

## ગરબીઓ.

( હાંરે ચાલો ડાકોરમાં જઇ વસિયે એ રાગ. )

હાંરે મારા સમ મોહન મળજો;
હાંરે મારી આશા પુરણ કરજોરે. મારા. ૧
હાંરે મારે ઘેર આજ નથી વાલા;
હાંરે મારા ઘર ભણી વળજોરે. મારા. ૨
હાંરે હું આવી પણ આપ મળ્યા નહીં,
હાંરે કહો ક્યારે હવે મળશોરે. મારા. ૩
હાંરે હરિ ભટના હરિ છો રંગ રસીયા,
હાંરે મળી હવે દુઃખ મારૂં હરજોરે. મારા. ૪

### ગરબી ૨ જી.

હાંરે લટકાળો ગિરિવરધારી;
હાંરે મને મારી નેન કટારીરે લટકાળો ગિરિવરધારી;

હાંરે આજ મળ્યા વહાલો જુમનાની તીરે;
હાંરે એની રૂપ સ્થીક છબી ન્યારીરે. લટકાળો. ૧
હાંરે શાંમળીયાએ કહ્યું સાનમાં,
હાંરે મને પ્રાણ થકી ઘણા પ્યારારે. લટકાળો. ૨
હાંરે હરી ભટના હરિએ કર્યું કામણ;
હાંરે મારી શુધબુધ સર્વે વિસારીરે. લટકાળો. ૩

## ગરબી ૩ જી.

હારે મારા સમ કાલે મળજો;
હાંરે પેલું વચન બોલ્યા તે હરી પળજોરે. મારા૦ ૧
હાંરે રસ્તે આળ ન કરીયેરે વાહાલા,
હાંરે મારી સાચી વાત સાંભળજોરે, મારા૦ ૨
હાંરે ઘણી પ્રીત કર્યા પછી ગીરધર;
હાંરે પેલા લોક ડરાવ્યા ન ડરજોરે. મારા૦ ૩
હાંરે હરીભટના હરી છો હજુ કાચા,
હાંરે તે માટે પાછા વળજોરે. મારા૦ ૪

## ગરબી ૪ થી.

હાંરે જુમનાની તીરે વહાલો,
હાંરે જીવણને જોવા ચાલોરે. જુમ૦ ૧
હાંરે જુમનાજીને તીરે વહાલો ધેન ચરાવે,
હાંરે મોરલી બજાવે નંદ લાલોરે. જુમ૦ ૨
હાંરે ઘણે દહાડે ઘેર આવ્યા નહી જાવા દેઉં,
હાંરે મટે મનુષ્યાદેહીનો લાહોરે. જુમ૦ ૩
હાંરે હરીભટના હરિ છો રંગ રસીયા;
હાંરે માટે ઘેરીને ઘરમાં ઘાલો. જુમ૦ ૪

### ગરબી ૫ મી.

હાંરે ચાલો ચતુર કાંઇ લાજો લાજો;
હાંરે તમે આવી અમને શું બાઝોરે. ચાલો૦ ૧
હાંરે વળગ્યા ચુમી ન કરો વહાલા;
હાંરે તમે શોર કરો શીદ ઝાઝોરે. ચાલો૦ ૨
હાંરે દેખે દુરીજન થાઓ સમજણા,
હાંરે અમે લાજીએ ને તમે ગાજોરે. ચાલો૦ ૩
હાંરે હરિભટના હરીને કરીએ ટુંકારા;
હાંરે માટે હેત ઘણેરાં અમને દાઝોરે. ચાલો૦ ૪

### ગરબી ૬ ઠી.

હાંરે મોહન મળતા નથી હમને,
હાંરે વાલા માન શું આવ્યું તમનેરે, મોહન૦ ૧
હાંરે હું તો ઘેલી થઈ ઘર ધંધો ભુલી,
હાંરે આ તનમન સોંપ્યું તમનેરે. મોહન૦ ૨
હાંરે પ્રભુ આકુળવ્યાકુળ થઇ છું,
હાંરે માટે મનની વાત કહું છુંરે. મોહન૦ ૩
હાંરે હરિભટના હરી ના મળે તો;
હાંરે હવે પ્રાણ તજું પલમેરે. મોહન૦ ૪

### ગરબી ૭ મી.

હાંરે વિઠલ માં વળગો હમને;
હાંરે પ્રભુ લાજ નથી કઇ તમનેરે વિઠલ. ૧
હારે સહુ સખીયો ગઇ સુજને રોકી;
હાંરે રહો પરા કહું તમનેરે વિઠલ. ૨
હાંરે ઘેર જઇ સહુ સખીયો કહેશે,

હાંરે તેની બીક ઘણી છે હરિ મન — વિઠ્ઠલ. ૭

હાંરે હરિભટના હરિ આજ જવાદો,
હાંરે વાલા કાલે મળીશ હું તમને રે — વિઠ્ઠલ. ૮

### ગરબી ૮ મી.

હાંરે મોહનની મોરલી વાગી;
હાંરે હું તો ભર નિદ્રાથી જાગીરે. — મોહન૦ ૧

હાંરે હું તો ઘરમાં સહુ નિદ્રામાં મુક્યાં,
હાંરે ગઈ સખી જ્યાં બડભાગીરે. — મોહન૦ ૨

હાંરે વાલા પ્રેમ ધરીને રાસ રમાડયાં,
હાંરે મારી ભવની ભાવટ ભાગીરે. — મોહન૦ ૩

હાંરે હરીભટના હરીએ દીધા દરશન.
હાંરે મારી વ્રહેની વેદના ત્યાગીરે. — મોહન૦ ૪

## ગરબીઓ.

### ગરબા ૧ લી

મારા મનગમતા મહારાજ, મારે ઘેર આવોરે;
હું તો તલસું તમારે કાજ, હસીને બોલાવોરે. — ટેક.

વીલમ ન કરશો વિઠલારે, આવો અમ ઘર આજ,
પેર પેરનાં પેકવાન પડાવું ત્રીકમ તારે કાજ. — મારે. ૧

મનમાં હતું જે ભાવજીરે, મુખથી કેમ કહેવાય;
આવી શકો તો આવજોરે, મારૂં જોતામાં જોબન જાય. મારે. ૨

આ જોને આગણીએ ઉભા, રંગીલા રણછોડ;
રાધેના સ્વામી પ્રભુ અંતરજામી પુરો મારા મનના કોડ. મારે. ૩

### ગરબી ૨ જી.

જેનો પીઉડો પરઘેર જાય; સખી શું કરીએરે;
અમથી એકલડાં નવ રહેવાય, વિજોગે મરીએરે. — ટેક.

... જોવંતા રસીઓ રૂડા, પરાણે કરે છે પ્રીત;
અણુતેડયો આંમણીએ આવે, એવી એની રીત; સ૦
બોલાવ્યો બોલે નહીરે કોને કહીએ વેણ;
શેરડીએ સામો મળેરે, વાલો નીચાં તે ઢાળે નેણ. સ૦
છળભેદમાં છાનો રમેરે, અમને વાયદે વાય;
રાધેના સ્વામી પ્રભુ અંતરજામી, વાલો અરથ પડે ઓળખાય સ૦

## ગરબી ૩ જી.

જુઓ જુઠડા બોલા કહાન, જાણ્યોજી જાણ્યારે,
એવા ધુતારાના ઢંગ, પરઘેર માણ્યારે.
વાટ જોવંતા રજની વીતી આવ્યા ઉગમતે સુર;
કામણગારા કાનજીરે, વાલે અમને વિસાર્યો છે દુર જા૦
પરનારી શું પ્રીતડીરે કીધી ઠામોઠામ;
અહીં આવીને શું કરેરં, જેનો ઘેર ઘેર હોય વિશ્રામ જા૦
કોના મંદીરમાં કાનજીરે કીધી લીલા લેહેર;
રાધેના સ્વામીના પ્રભુ અંતરજામી મેં તો જાણી તમારી પેર જા૦

## ગરબી ૪ થી.

મને કૃષ્ણ જોયાના કોડ સહીયર ચાલોરે.
ઉમીઆજીને લાગુ પાય હરિવર આલોરે
દેરે દેરે દીવા કરંરે પુજુ શંકર દેવ;
શામળીયો વર પામવારે, હું તો કરૂ શંભુજીની સેવ સ૦
ગોકુળની ગોવાલણીરે દીઠે મલપતી ચાલ;
એના ઉપર મોહન મોહી રહ્યારે, એનું મુખડું તે લાલગુલાલ સ૦
સાસુ મારી જસોમતીરે, સસરો શ્રી નંદલાલ;

કંથ કોડીલો મારો કાનજીરે; મારૂં સાસરૂં ગોકુળ ગામ, સ૦
કાળદીને કાંઠડેરે, નહાતાં નિર્મળ નીર;
વસ્ત્ર તે વીઠલો હરિ ગયોરે હું તો શેણુરે ઢાંકુ શરીર સ૦
ગાય શીખેને સાંભળેરે, રાણી રાધાજીનો રાસ;
નરનારી વઇકુંઠ પામશેરે, ગુણ ગાય નરસઇયો દાસ સ૦

### ગરબી ૫ મી.

તારી મોરલીએ મહારાજ, મન હરી લીધાંરે;
મારી મઇ છે શુધને સાન, કામણ કીધાંરે.
સાંભળતામાં શુધબુધ ભુલી, તે તનમન વ્યાકુળ થાય;
પુત્ર પતિ પરિવાર સકો, મને મંદીર ખાવા ધાય. મ૦
અંતરમાં વ્યાકુળ થયાંરે વિસરી ભોજન પાન;
અવળાં આભુષણ પહેરીયાંરે, મેં તો નેપુર ઘાલ્યાં કાન મ૦
સેથે કાજળ સારીયાંરે, સિંધુર નયણે રેખ,
એકાએકથી ઉતાવળીરે; નિસરી આવી તે દેખાદેખ. મ૦
સન્મુખ આવી ઉભા રહ્યારે, નયણે નિરખ્યા નાથ;
લક્ષમણ ના સ્વામીને રંગે રમતા મેં તો હરખે જોડયા હાથ.
મન હરી લીધાંરે..

## રાસલીલાની ગરબીઓ.

### ગરબી ૧ લી.

(જગતમાં દરેરે, જગતમાં જે જેન બોલે જુઠું. એ રાગ.)
વનમાં લેઇ જઇરે, સુજને, ભુલાવી કાનુડે. ટેક.
આંખ તણે અણુસારે સુજને, સાન કરી સમજાવી;
મેં જાણ્યું આજ રજની રમવા, હેત કરી બોલાવી. વન. ૧

મંદીરથી હું બહાર નીસરી, આવી એની પાસે;
કર ઝાલી મુજને લેઇ ચાલ્યો, જાણ્યું કંઇ લઈ જાશે. વન. ૨
અઘોર વનમાં ઉભી રાખી, કહ્યું ખાવા કંઇ લાવું;
સામગ્રી બહુ ભાતભાતની જલદીથી લઈ આવું, વન. ૩
એમ કહી મારગ ચાલ્યો બોલ્યો વેણુ રસાળુ;
વાટ જોતામાં રાત પડી ગઈ, ઉભી રસ્તો નિહાળું. વન. ૪
ઘન ગાજેને ઘોર અંધારી; રાત વીજળી ચમકે;
હું ગભરાણી કાંઇ ના સુઝે કાળજડું મારૂં ફટકે. વન, ૫
દાદુર મોર બપઇંઆ બોલે, ઝરમર મેહુલો વરસે,
વનવગડામાં હું એકલી. પિયુ વિના જીવ તલસે. વન. ૬
વીરહની જ્વાળા શરીરે વ્યાપી તેથી થઈ હું ઘેલી;
એક દુખમાં બીજું થયુ બાધ, વરસાદે કરી એલી વન. ૭
ચાર પહોર રતે અથડાણી, ના રહી દુઃખની બાકી.
મથારામના પ્રિતમ સારૂં ફરી ફરી હું થાકી. વન. ૮

અરજી ૨ જી રાગ ઉપરનો.

હું તો એકલીરે, મુજને અઘોર વનમાં મેલી, ટેક.
હું ગભરાણી માર્ગ ન સુઝે, અકળાયે જીવ જાશે;
અરે દઇવ તેં આ શું કીધું પુઠે વાતો થાશે. હું તો. ૧
વેરણ મારી માવડી મને પહેલેથી ના મારી;
ઉછેરીને મોટી કરી ત્યારે સંગ થયો ગિરધારી. હું તો. ૨
ત્યારે મુજને વનમાં લાવ્યા, આ સુખને હું પામી,
કોની આગળ કહું વાર્તા, દુખની ના રહી ખામી. હું તો. ૩
શું કરૂં હવે કોની પાસે જઈ વિસામો પામી;
રેણી નીર્ગમી રવી પ્રગટ થયો, મારગ ચાલી જાવું. હુતો. ૪

શું જાણું એ ક્યાં ગયો મુને વગડામાં મેલી;
મુજ સરખી રસ્તે મળી કોઇ સુખડનાર અલબેલી. હું તો. ૫
તેની વાંસે ગયા હશે એ, કપટી કુંજવીહારી;
મયારામનો પ્રિતમ પ્યારો, થઇ ગયો વ્યભિચારી. હું તો. ૬

### ગરબી ૩ જી.

મુજને દગો કર્યોરે પેલા નંદજીના છઇએ,
માત તાતનું કહ્યું ન માન્યું ન કર્યું કોઇનું વાર્યું,
અઘોર વનમાં તેડી લાવી, કર્યું પોતાનું ધાર્યું. મુજ. ૧
મારાથી છળભેદ કરીને, ક્યાં ગયો શું જાણું.
રાત દિવસ વનમાં અથડાવું ધીરજ કઇ પેરે આણું મુજ. ૨
અરે વિશ્વંભર આ શું કીધું કેઇ નારે ભરમાવ્યો;
વહાલપણામા વેર કરીને, ગયો તે પાછો નાવ્યો. મુજ. ૩
તેનો શોક ઘણેરો મુજને મનમા સમજી રહીએ;
સુખ દુઃખ કર્મે ભોગવવું તે કોની આગળ કહીએ. મુજ. ૪
શાને કાજે વેરી થઇને આ વનમાં ભરમાવી,
રસ્તે દુઃખ પામું ઘણું એને દયા કાંઇ ના આવી. મુજ. ૫
એવો નિર્દય થઇ ગયો, એને કોણ શીખામણ આપે;
શોક સમુદ્રમાં હું પડી, મારૂ કાળજડું કાપે. મુજ. ૬
હે પરમેશ્વર કહું છું તુજને, મહારે તે શું કરવું;
અકળામણ આવે ઘણી, આ જીવ્યાથી ભલુ મરવું. મુજ. ૭
એક વિચાર મનમાંય કરૂં, જાઉં વંદ્રાવનની વાટે;
મયારામનો પ્રિતમ મળશે જમુનાજીને ઘાટે. મુજ. ૮

### ગરબી ૪ થી.

કાનો ક્યાં ગયોરે, અહિંયાં કોણ અમારૂં બેલી.

બીક ઘણેરી લાગે મુજને નિદ્રા નાવે જશું;
ગિરીવરધારી કુંજવિહારી ચરણે એને લાગું. કાનો. ૧
શ્રી નારાયણ શ્રી પુરૂષોતમ, વારે મારી ધાજો.
આ વનમાં અંધારી રાતે, સહાય આવીને થાજો. કાનો. ૨
રૂદન કરતાં રવિ પ્રગટ થયોને લાગી તાલાવેલી;
ઘેર જતાં ઘરનાં સૌ પુછે: ગયતી કયાં એકેલી, કાનો. ૩
કસુંબે રંગેલી તારી સાડી ચરણા ચોળી;
વરસાદે ભીંજાઇને આવી કોને રંગમાં રોળી, કાનો. ૪
તે સારૂં હું ઘેર જઇશ કયમ એક દશા નવ સુજે;
કોની આગળ વાત કરૂં હું, શરીર થરથર ધ્રુજે, કાનો. ૫
એવામાં એક નારી દીઠી, મહી વેચવાને જાતી,
ઉભી રહે બાઇ મારા સમ તુજને, હીંડે છે મદમાતી, કાનો. ૬
કર જોડી તુજને પુછુ છું, ખબર હોય તો કેહેને:
નંદજીના કુંવરની મુને ભાળ બતાવી દેને, કાનો. ૭
હા બાઈ મેં હમણાં દીઠો તો કદમખંડીની પાસે;
મયારામનો પ્રિતમ તુજને, જલદી ભેગો થાશે. કાનો. ૮

### ગરબી ૫ મી.

હું તો ઘેલી થઇરે પેલા કાનુડાની સંગે,
સહીયર મારી શું કહું તુજને દીલડા કેરી વાત;
સાન કરી મુજને તેડી ગયો મંદીરમાં મધરાત, હું તો. ૧
શું જાણું એણે શું કીધું શું મુજને ખવડાવ્યું,
શું ચેટક લગાડયું મુજને તેમાં ચિત ભરમાવ્યું. હું તો. ૨
તે દહાડાનું મન દટકયું કો આગળ જઇને કહીએ;
અહરનીશ કરૂં સમરણ એનું, એ વિના કેમ રહીએ, હું તો.૩

પ્રથમથી સહુ વાતો કરતાં છે કાનુડો કપટી,
સુજને ભોળવી મુરલી નાંખી, તેમાં હું ગઇ લપટી, હું તો. ૪
નાત જાત મરજાદ તજીને. કોઇની બીક ન આણી;
કામકાજ ઘર ધંધો ભુલી લાલચમાં લોભાણી. હું તો. ૫
એની મારી વાત સાંભળી, કોઇ દયા મન લાવો.
હરેક રીતે એને સમજાવી મંદીર તેડી લાવો. હું તો. ૬
તો એની સંગે રમીને દુખડાં મારાં વામું;
ચેટક મારા જીવનું દુર થઇ, સુખ સાગરને પામું. હું તો. ૭
તુજને મોકલું એ નહી આવે. એનો નહિ વિશ્વાસ;
મયારામના પ્રિતમ વિના હું ઘણી થઇ ઉદાસ. હું તો. ૮

## ગરબી ૬ ઠી.

સુજને દગો કરીરે પેલો ક્યાં ગયો કાનુડો. ટેક.
પહેલેથી સુજને હેત દેખાડી, કપટે કરતો વાતો,
સુજ સરખી અલબેલી મુકી પરમંદીરમાં જાતો, સુજ. ૧
આહુ અવગુણ ઘણુંય લેરૂં કંઇ ન ફાવતો લાગ;
તાહરી સમજો દેખું વાટમાં, ઉતારી લેઉ પાઘ. સુજ. ૨
શી એમાં એની તે શોભા કરતો નથી વીચાર,
દુરિજન વજના લોક જાણશે હાંસી કરશે વિજનાર. સુજ. ૩
જ્યાં મારે મંદીર આવે. કરજોડી રહું ઉભી;
કોઇ શોકયે એને ભરમાવ્યો, શા વાંકે મને દુભી. સુજ. ૪
એના મનનું હારદ સમજી, વગતો ઉત્તર આપું;
શા માટે નગણો થઇ બેઠો, તનમન એને સોંપું. સુજ. ૫
માટે જઇ કહેજો કાનને થઇ રહેજો હુંશીઆર;

જેની ગરજ હોય તો મળજો એકજ વાર; સુજ. ૬
મારા મનમાં એવું આવે, એના ઉપર મરીએ.
નહીં તો જોગ ધારણ કરીને વંદ્રાવનમાં ફરીએ. સુજ. ૭
બહેની મારી વાત સાંભળી, કોઇ દયા મન લાવો,
દરેક તરેહ એને સમજાવી. મંદીરમાં તેડી લાવો. સુજ. ૮
એને શીખામણ દેઇ સમજાવે, તેની થઇ હું દાસી;
મયારામના પ્રીતમજી આ, વિજમાં થાશે હાંસી. સુજ. ૯

## ગરબી ૭ મી.

( રાધીકાજી શ્રીકૃષ્ણને શોધે ને રાસલિલાનું સુખ સાંભરે છે. ને છેવટે રાધા કૃષ્ણનો સમાગમ થાય છે. )

વનમાં ભુલી પડીરે પેલો ક્યાં ગયો કાનુડો. ટેક.
ઝરમર ઝરમર મેહુલો વરસે પુરણ કરી છે હેલી;
અઘોર વનમાં મુજને મેલી, ત્યાં કોણ અમારૂં બેલી. વન૦ ૧
ગોકુળ ગામની ગોવાલણી સહુ મહી વેચવા ચાલી.
મારગ મળીયા માવજી, ત્યાં રોકી રાધે પ્યારી. વન૦ ૨
મારગ મળીયા માવજી, મને રોવા સરખી કીધી;
માથા ઉપર મટુકડી, ઉઠાવીને લીધી; વન૦ ૩
જસોદાજી લાલ તમારો આડા અવળી ચાલે;
સોળ સહસ્ત્ર ગોપીમાં, કાનજી મન માને ત્યાં માલે. વન૦ ૪
આગળ પાછળ મહેલ તમારા; વચમાં અમારી મેડી,
અગાશીમાં અમેજ રમતાં. સાન કરી શીદ તેડી, વન૦ ૫
મોર મુગટને કાને કુંડળ; હરખે વાગે તાળી,
આગળ પાછળ ગોપીઓ નાચે મધ્ય નાચે વનમાળી. વન૦ ૬

ભમરી ખાતા સુંદરજીએ એવી માયા કીધી;
હરી તો અંતર ધ્યાન થયા એક સખી સંગાથે લીધી; વન૦ ૭
પુરૂષોતમને પગલે પગલે જોતી જોતી જાઉં;
નારાયણનાં દર્શન વિણુ હું આકુળવ્યાકુળ થાઉં. વન૦ ૮
જોતામાં એક અબળા દીઠી, તેને પુછી વાત.
રાધા કહે અભિમાન આવ્યું ત્યારે તજ્યો અમારો સાથ. વન૦ ૯
ઝાડે ઝાડે જોતી ચાલું જઈને ઝાલું હાથ;
તમાલ જાણી શ્રીકૃષ્ણજીએ પ્રેમે ભીડે બાથ. વન૦ ૧૦
વંદ્રાવનની કુંજગલનમાં મળીયાં રાધે પ્યારી;
મયારામના પ્રીતમ મળતાં વેળા અમારી વાળી. વન૦ ૧૧

## ગરબી આઠમી.

[ રાધા કૃષ્ણના સમાગમ થયા પછી રાધા શ્રીકૃષ્ણને કહે છે, ]
વાલમ ક્યાં ગયા તારે સાચુ બોલો મારા સમ,
છેતરપંડી કરી મુજ સાથે, મે અવગુણ શો કીધો;
સાચું બોલો કુંજબીહારી, કેઇ સંગે લાવો લીધો. વાલ૦ ૧
તમારે સ્નેહે બંધાણી, છેક માથા ઉતારી.
મુજ સરખી અલબેલી મુકી, કોણ મળી ધુતારી. વાલ૦ ૨
ભરોસો પુરણ રાખી, તમ સાથે લોભાણી,
આ વીજના નર નારીમાં; હું ઘેર ઘેર ગવાણી. વાલ૦ ૩
વેણુ વગાડી મોહ પમાડયા શરદ પુનમની રાતે;
હેત દેખાડી વાલમ અમને, રાસ રમાડયા ખાંતે. વાલ૦ ૪
એવું સુખ આપી દુઃખ દીધું શા સારૂ મોરારી;
હું અબળા નિર્બળ રહું છું, કેમ દીધી વીસારી. વાલ૦ ૫

વાટ તમારી જોતાં જીવણ ચઉ દીશે જોઉં ન્યાળી;
બાર વન ચોવીસ ઉપવનમાં. દીઠા નહી વનમાળી. વાલ૦ ૬
જેવું હેત તમારૂ હૈયે, તેવું મારૂ જાણો;
ઓ રંગરસીઆ વનમાળી, તમે વાત મારી પરમાણો. વાલ૦ ૭
એમ કહી કંઠે કર નાખ્યો; શીદ કરો છો હાંસી.
દયારામના પ્રીતમની હું થઈ રહીશું દાસી. વાલ૦ ૮

## ગરબી ૯ મી.

ગીરધારી લાલજીરે, મારી ગાવલડી સાંભળો.
સાંજ પડે સંભારી લાવો આડે વહી દોવરાવો;
દુધ ભાતમાં સાકર ભેળું વાળું કરવા આવો. ગીર૦ ૧
વ્હાણુને પોહોર વહેલો ઉઠી શેર વલાણું લાવો.
શીતાવળીમાં લોટ સેકાતું ખાંડ ભેળીને ખાવા, ગીર૦ ૨
ઘરમાં નથી કોઈ નાનું મોટું કોઇની બીક ન ધરીએ;
એક રાત વાસો આવો તો બોલાચાલી કરીએ. ગીર૦ ૩
ગોવાળીઆને ગર્વ શો છે જે તેડે ત્યાં જઇએ
નરસૈયાના સ્વામી મળેતો સૌ વાતે સુખીયાં થઇએ;

## ગરબી ૧૦ મી.

### ( વાંસળીના આહોરીયા. )

ધુતારા ધરધરણી તારી વાંસળીરે લોલ;
વાંસળીએ કાંઇ ઘેલું કીધું ગામજો. ધુતારા. ટેક.
સખી નાતા ધોતાં વળોવતાં નીસરયાંરે લોલ.
ફરતાં પડતાં રમતાં મુકયાં બાળજો. ધુતારા. ૨

સખી આ શું સસરો જેઠ જેઠાણી નવ રખાંરે લોલ.
કંશજી ચડતી સુધી રીસજો. ધુતારા ૩

સખી અધરાતે મોહનજી બેઠા કદમ ચઢીરે લોલ,
ગોપીજનનાં હરીયાં છે કંઇ ચીરજો. ધુતારા ૪

સખી અવળાં વસ્ત્રને અવળાં આભુષણ પહેર્યાંરે લોલ;
કાન તણાં લઈ કે ધાલ્યાં કાશજો. ધુતારા ૫

સખી રામકૃષ્ણ પ્રભુ ભલે પધાર્યાં સેરીએરે લોલ,
ગોપીજનની પુરી છે કંઇ આશજો. ધુતારા. ૬

## ગરબી ૧૧ મી.

હસવા સરખી હરીશું મારે ગોઠડીરે લોલ,
હસવાં સરખું બ્રીજમંડલ શુભ ધામજો.
સખી ન્હાતાંને ગાતાંરે ગુણ ગોવીંદનારે લોલ. હસવા ૧

તીરથમાં તીરથ કેશવરાયનુંરે લોલ;
પીવું મારે પ્રેમતણું રસપાનજો. હસવા. ૨

પ્રિત હમારી નિર્મળ નંદકુંવરશુંરે લોલ;
ભાત હમારી મુધરજીશું ભળતીજો. હસવા. ૩

રામકૃષ્ણ પ્રભુ ભલે પધાર્યા શેરીએરે લોલ;
ગોપી સઘળી ગુણ તમારા ગાયજો. હસવા. ૪

# ભાગ ૧૧ મો.

## રાસલીલાની સાખીઓ.

રૂડી શરદપુનમની રાતરે, સુંદીર વેણુ વાગે વેણુ વાગે;
મારા વાલોજી રમીયા રાસરે, સુંદીર વેણુ વાગે વેણુ વાગે ૧
વાલે નટવર ધરીયો વેશરે સુંદીર.
એના ઘુઘરીઆળા કેસરે સુંદીર, ૨
ગોપી અતિ ઉતાવળા આવેરે સુંદીર
મોતી મુક્તાફળેજ વધાવેરે. સુંદીર ૩
દેહીની શુધબુધ સઘળી વિસારીરે સુંદીર
નયણે નીરખ્યા તે શ્રી વનમાળીરે સુંદીર. ૪
ગોપી આવ્યાં તે પુર્વના પ્રીતેરે સુંદીર;
જઈ મળીયાં તે રંગની રીતે રે. સુંદીર. ૫

### સાખી

કેમ આવ્યાં તમે કામની એમ બોલ્યા જુગલકીશોર,
અડધી નીશાએ વનમાં આ વેળાએ ચાલે ચોરરે;
કામની કેમ આવ્યાં કેમ આવ્યાં ૧
આ વનમાં તે શું છે કામરે કામની;
તમો જાઓ તમારે ધામરે. કામની. ૨
સહુ લોકમાં તે કલંક થાશેરે કામની;
આ ધર્મ, તમારો જાશરે; કામની. ૩
તમો ઘરનાં તજી સહુ કામરે કામની
સ્વામી સુતા મુકીને ધામરે. કામની. ૪

શ્રીપ્રભુજી એમ કહેછેરે કામની
પછી ગોપી તે ઉત્તર દે છેરે                    કામની. ૫

## સાખી

પ્રભુ તમે તે જોવન તજાવ્યા પ્રભુ તજાવ્યો સંસાર;
પ્રભુ તમોએ વનમાં તેડીઆં પ્રભુ તમો કરોછો તુચ્છકારરે,
                    શ્રી નંદના. ૧
તારી છેલાઈ જોઈને હું તો છાકીરે શ્રી નંદના;
મને વાલુ નથી તમ પાખોરે,
હમે લોપી તે કુળ કેરી લાજરે શ્રી નંદના.
પ્રભુ આવ્યા તમારે કાજરે.                    શ્રી નંદના, ૨.
મને આલેઃ આનંદરસ દાનરે શ્રી નંદના
મને લાગ્યું તમારૂં ધ્યાનરે                    શ્રી નંદના. ૩.
હમે શરણુ આવ્યાં તહારીરે શ્રી નંદનાઃ
એ મોરલી સુણિને બીહારીરે,                    શ્રી નંદના. ૪

## સાખી

વચન સુણી વૃજનારના ચેઠ થેઈ રમીયાં રાસ;
રૂમઝુમ વાગે ઘુઘરી વૃજ સુંદરીની પુરી વાલે આશરે;
શ્રી ગીરીવર ગીરધારી ગીરધારી.
વ્રજ સુંદરીની સંગે વાલો ડોલેરે શ્રી ગીરી.
મુખે જેજે તે શબ્દ બોલેરે.                    શ્રી ગીરી૦ ૧
મુખે ગાયને લે છે તાળીરે શ્રી ગીરી૦
એક એકના વચ્ચે હાથ ઝાલીરે.                    શ્રી ગીરીવર૦ ૨.
કોઈ સખી તે વેણ઼ા ગુંથેરે શ્રી ગીરી૦
કોઈ સખી અધરરસ લુંટેરે.                    શ્રી ગીરીવર૦ ૩.

ત્યાં જમુનાં વહે છે ગંભીરરે શ્રી ગીરી.
જુવે તેના મન થાય સ્થીરરે, શ્રી ગીરીવર૦ ૪
સહુ દેવતા ત્યાં જોવાને આવેરે શ્રી ગીરી.
તે તો પુષ્પ થકી વધાવેરે. શ્રી ગીરી૦ ૫
ત્યાં ચંદ્ર રહ્યો છે કરજોડીરે શ્રી ગીરી.
શું વર્ણવું બુદ્ધિ થોડીરે. શ્રી ગીરી૦ ૬
પ્રભુ મુખે મોરલી ધરી છેરે શ્રી ગીરી.
ખટ મહીનાની રજની કરી છેરે, શ્રી ગીરી૦ ૭
વહુ રાસ રમીને આવ્યાં ઘેરરે શ્રી ગીરી
તેની કોઇએ ન સમજી પેરરે શ્રી ગીરી૦ ૮
ધન્ય ધન્ય આ વ્રજની ભુમીરે શ્રી ગીરી.
જુએ તેનું તો મન રહે લોભીરે. શ્રી ગીરી૦ ૯
ધન્ય ધન્ય આ વ્રજની નારીરે શ્રી ગીરી,
રાસ ક્રીડા કરે શ્રી મોરારીરે, શ્રી ગીરી૦ ૧૦
જે ગાય શીખે આ રાસરે શ્રી ગીરી.
તેની શ્રી કૃષ્ણ પુરે આશરે. શ્રી ગીરી૦ ૧૧

## દાણલીલા.

રાધા—પાલવડો મેલો મોહનજી મારગડે મને જાવાદો;
આવતાં આપીશ દાણ તમારું મહી મારું વેચાવા દો. ૧
શ્રીકૃષ્ણ—વેચતાં તને કોણ બોલે છે, સાંભળને રાધે પ્યારી;
મહી ગોરસનું દાણજ દેની, વહેલી થાને વ્રજનારી ૨
રાધા—નારીને તું ના બોલાવીશ છાનો રહેને છોગાળા.
કહેશુ રાજ કંસરાયનું ગઈ ચોરી ખા ગોવાળા ૩
શ્રીકૃષ્ણ—હુ ગોવાળીઓ તું ગોવાલણ ફરી અમે તો આવજે,

કંસ સરિખા હીમાયતીને, સાથે તેડી લાવજે,

રાધા—તેડી લાવું હો મને જાવા રોકી રહ્યા વ્રજનારી;
રઘુનાથના સ્વામી સામળીઆ ઘેલા દીસો છો ગીરધારી. ૫

શ્રીકૃષ્ણ—ઘેલા છું પણ દાણ ન મુકું દોકલડો એકે ઓછો,
ગીરધારીએ ગોકુળ વાસ્યું ઇંદ્ર કરતા હું મોટો ૬

રાધા—મોટો છું ત્યારે મથુરાંથી અરધી રાતે શું આવ્યો,
પર ઘેર રહીને પેટ ભરતો તને દાણી કોણે કહાવ્યો ૭

શ્રીકૃષ્ણ—વાંકા બોલી વાર કરે છે, કે'તો હૈયાનો હાર તોડું;
દાણ દહીંનું દેરે અબળા નહી તો માથાનું માટ ફોડું ૮

રાધા—હાર નહી તુટે માટ નહી ફુટે ન્યાય નગરમાં પુછાશે;
રઘુનાથના સ્વામી શામળીઆ કહો ગોકુળ કેમ રહેવાશે. ૯

શ્રીકૃષ્ણ—ગોકુળ રહો કે જાઓ અત્યારે. દાણ દધીનું નહી મેલું;
ચીર હર્યાં તે ગયાં વીસરી, કામનીઓ કારણ પેલું. ૧૦

રાધા—નંદતણે ઘેર નવ લખ ગાયો, નો'તું તે ધન ફાવ્યું છે;
માતા તારી મહી વેચતી, હમણાં રાજ્ય આવ્યું છે. ૧૧

શ્રીકૃષ્ણ—હમણાં હમણાં કરતી રહેજે, મેણાં દેતી મધ્યારી;
ધુતપણામાં તું ધુતારી, ઠગપણમાં છું ઠગારી. ૧૨

રાધા—તું ઠગારો તારી માનો પાએલો, તારી માને મેણાં દેવરાવે
રૂઘનાથના સ્વામી શામળીઆ, ઝાઝું તે શું કહેવરાવે ૧૩

શ્રીકૃષ્ણ—કહ્યા પ્રમાણે લેતો નથી, પણ તું મોંઢું નથી રાખતી;
અમો છીએ રાજા મહારાજા, અમને નથી તું ઓળખતી. ૧૪

રાધા—ઓળખુ છું તું આવ્યો નાસી, મહા વનમાં તું છાનો છું;
જાદવકુળ મધે જન્મ છે તારો, નંદતણે ઘેર નાનો છું. ૧૫

શ્રીકૃષ્ણ—માતા જસોદા વડાં વડભાગી, તેના છીએ અમો અધીકારી;

મોટા મુનીવર મર્મ ન જાણે, ગોકુળ વસીએ ગઉ ચારી. ૧૬
રાધા—ગઉ ચારી ગોપી ઘેર વળતાં, અમને તમે ઓધારયાં;
રૂઘનાથના સ્વામી શામળીઆ, તમે જીત્યા અમે હારયાં. ૧૭

## દાણ લીલા.

રાધા—તમે અજાણ્યા અમે જાણીએરે,
મારો પાલવડો નવ તાણીએરે:
તમે સમજી રહો મનમાંયરે.
શામળીઆ વાહાલા રહો વેગળારે. તમે વહાલા રહો૦ ૧
શ્રીકૃષ્ણ—નારી શું સમજાવે સુજનેરે,
હું તો નહિરે જાવા દેઊં તુજનેરે;
તારી મરડીને રાખીશ બાંયરે,
મહીયારી રાધા દો દાણશુંરે. તમે રાધા૦ ૨
રાધા—અલ્યા બાંહ્ય શું મરડીશ વીઠલારે,
મેં તો તુજ સરીખા ઘણા દીઠલારે
કપર છે કંસનું રાજરે
શામળીઆ વહાલા રહો વેગળારે. તમે વહાલા રહો૦ ૩
શ્રીકૃષ્ણ—નારી કંસ થકી શું થાય છેરે
એવા કંઇક આવે ને કંઇક જાય છેરે;
તારા ઉરના ઉતારીશ હારરે
મહીઆરી રાધા દો દાણશુંરે. તમે રાધા૦ ૪
રાધા—અલ્યા હાર હઇયાનો તુટશેરે
મારી ચહીની મટુકી ફુટશેરે;
ઘેર સાસુડી દેશે ગાળરે. શામળીઆ વાહાલા રહો વેગળારે

શ્રીકૃષ્ણ—નારી ગાળને આળ નહી ચડેરે,
જેનું લેણું હોય તે લડેરે;
એવાં દાણુ મેલ્યાં કેમ જાયરે. મધ્યારી૦ ૬

રાધા—અલ્યા દાણી તે કંઇનો કાનીગોરે
મથુરાંથી ગોકુળ આવીયોરે;
ચારી નંદતણી ઘેર ગાયરે. શામળીઆ૦ ૭

શ્રીકૃષ્ણ—નારી આય ચાર્યામાં શી લાજ છેરે,
એ તો પોતપોતાનું કાજ છેરે;
એમાં મેણુલીઆં નવ હોયરે, મધ્યારી૦ ૮

રાધા—અલ્યા મેણાં માણસને લાગે ઘણાંરે,
સુણો વઢતાં જ્યારે બે જણાંરે;
તને નીર્લજને નહિ લાજરે. શામળીયા૦ ૯

શ્રીકૃષ્ણ—નારી લાજે તે કાજ નવી સરેરે,
અહીયાં બીક તે કોની ધરેરે;
આવ મળીયે આપણ જણ બેયરે. મધ્યારી૦ ૧૦

રાધા—એવું નીર્લજ માં બોલો શામળારે,
તારા ઉરના ઉતારીશ આંબળારે;
મુકો મુકોને અમારો હાથરે. શામળીયા૦ ૧૧

શ્રીકૃષ્ણ—નારી હાથ ન મેલું તાહરોરે,
અહીયાં અમલ ચાલે છે માહરોરે;
માટે દાણના દોકડા મેલરે. મધ્યારી૦ ૧૨

રાધા—અલ્યા નંદબાવાનો તું છોકરોરે,
નારી પાસે નથી પૈસો રોકડોરે;
અલ્યા આવડો મજ્જર કેમ હોયરે. શામળીયા૦ ૧૩

શ્રીકૃષ્ણ—નારી ભપુભાણુની તું છોકરીરે,
તારી પાસે નથી પાઇ રોકડીરે;
આવડો કેમ અભીમાન હોયરે. મહિયારી૦ ૧૪

રાધા—હું તો વિનંતી કરૂં છું કમારતીરે,
સ્વામી રંગનાથ હારી તમ ચટીરે;
મહીનું તે દાણુ ન હોયરે ગ્રામણીવા૦ ૧૫

—※—

## દાણુ લીલા.

ગોપી—અલ્યા કહાનજી તું ક્યાં ઘેલો થયો જે,
તું તો શેનું માગે છે દાણુ જો;
મહીની મટુકી મારી ફુટશે જો;
ગોરસની થાશે હાણુ જો. ઘેલું શું બોલે ગોવાળાઆજે ૧
અલ્યા નવ જાણીશ કોઇ બાપડી જો,
કોઈ મળશે માથા ફેરી નાર જો;
મારગ મુકીને રહેને વેગળો જો,
મારા કંસને થાશે જાણુ જો. ઘેલું શું બોલે૦ ૨

શ્રીકૃષ્ણ—તારો કંસ કબુદ્ધિ નર શું કરે જો,
મારી સંગે છે સઘળો સાથ જો;
અલી દા'ડી તે દાણુ ચોરી જતી જો;
ઘણે દહાડે આવી મારે હાથ જો. ઓછી તું જાત આહેરનીજો.

ગોપી—અલ્યા હાથની તે હોંસ રાખે રાખતો જો,
હાથે ચારી જાણે છે આથ જો;
પાલવ મુકીને રહે વેગળો જો,

મારા વ્રિજમાં થાશે હાણ્ય જો. ઘેલું શું બોલે० ૪

કૃષ્ણ—વળી વ્રિજમાં વશીને વેર વાળશું જો;
રખે રાખતી હઈયામાં હામજો
નંદજીના નામ પ્રતાપથી જો,
હું તો છેદુ તારા કંસનો ઠામજો. ઓછી० ૫

ગોપી—અલ્યા કંસે કર્યું તે કેમ વિસરેજો
ભાઇ હણ્યા પોતાના ત્યાંયજો;
નાશીને છુટયો લાડકાજો,
આવી ઉછેર્યો છે વ્રજમાંયજો. ઘેલું શું બોલે० ૬

કૃષ્ણ-વળી વ્રજમાં વશીને વેર વાળશું જો.
તું તો જોજે અમારાં કામજો;
અવનીનો ભાર ઉતારવાજો,
ધર્યું નંદકુંવર ઘેર નામજો. ઓછી० ૭

ગોપી—અલ્યા સાચું કહેતામાં દુઃખ લાગશેજો,
પેટ માટે ચારે છે ગાયજો;
તું આવડો મોટો એમાં થયો જો,
તુને કોઇએ ન આપી કન્યાયજો. ઘેલું શું બોલે० ૮

કૃષ્ણ—વળી આંહીરની કન્યા અમો શું કરૂં જો.
અમો સદા કહેવાએ બ્રહ્મચારજો;
રખે પડછાયો પાડતીજો,
તું તો ધાબળીની ઓઢનારજો. ઓછી० ૯

ગોપી—અલ્યા લાખ ટકાની મારી લોબડીજો,
હીરા જડીત અમારો છે હારજો;

આછી પટોળી મારી પેહેરણુ જો.
તું તો કામળીનો ઓઢનારજો. ઘેલું શું બોલે. ૧૦

કૃષ્ણ—જેનો બ્રહ્માએ તાણો વાણ્યો જો,
એનો શંકર સરખો વણનારજો;
તેરે ઓઢણુ મારે કામળોજો,
તેનો શેષ ન પામે પારજો. ઓછી૦ ૧૧

ગોપી—અલ્યા શેષ સરખું તન તાહરૂંજો,
અમો ચંપક વરણી નારજો,
અલ્યા કાયા કનકને પેર વાંધીયું જો,
તો પશુતણો પીંઢારજો. ઘેલું શું બોલે૦ ૧૨

કૃષ્ણ—તું શાને નીસરી મહી વેચવા જો,
અહી બેશી રહેજે ઘરમાંયજો;
દોલત ઘણી છે તારા બાપનેજો,
તું શાને આવી અહીયાંય જો. ઓછી૦ ૧૩

ગોપી—આ વાટે સદા મહી વેચતાંજો,
જઇ પુછો જસોદા માયજો;
બાંધી મુઠી સવા લાખની જો;
ઉઘાડીએ તો પત જાયજો. ઘેલું શું બોલે. ૧૪

કૃષ્ણ—અલીવણી ઇચ્છા છે મહી ચાખવાજો.
મીઠી મેળવણીનો સ્વાદજો;
ફીકું પડશે તો પાછું આપશું જો,
તું શાને કરે વિવાદજો. ઓછી. ૧૫

ગોપી—અલ્યા ગોરસ કેઈ કોણ ગણું જો,

જેટલી પીએ તેટલું પાતજો;
વચને વેર વાધ્યું ઘણું જો,
કદી મન મેળાવો થાતજો — ઘેલું શું બોલે० १६

કૃષ્ણ—અમે દાણને મશે શું દુભીએજો,
તું તો દાસી દીસે છે રીસાળજો.
હરીને તાળી લે હાથમાં જો,
તું પ્રીત ધરીને રસ આલજો, — ઓછી १७

ગોપી—આલ્યા માગ્યાં મુકતાફળ પામીએ જો,
હઠ કરે કંઇ નહી હોય જો;
લાજ નહીં તુને લાડકાજો,
મન આણને કંઇ વિવેકજો. — ઘેલું શું બોલે १८

કૃષ્ણ—અલી વિવેક ઘણો છે મન માહરે જો,
જવા નહીં દેઉ નિરધારજો;
આપ્યા વિના કેમ છુટશોજો,
તારા મનશું તું વિચારજો. — ઓછી० १९

ગોપી—તારા મનનો વિચાર મેં જાણીયોજો.
હઠ શાને કરો છો આંયજો;
મનમાં મન મળી ગયું જો,
જેમ સાકર ભળે દુધ માંયજો. — ઘેલું શું બોલે० २०

કૃષ્ણ—મીઠાં વચન તારાં માનુની જો,
સાકર સરખી બોલજો;
પ્રીતનો બાંધ્યો તુજ પાસશું જો,
આ આપું તમોને કોલજો. — ઓછી० २१

ગોપી—રાઢ ભાગીને રસ આપીયોજો,

ગોવાલણી લાગી પાયજો;
નંદજીના કુંવર કૃપાળને જો
ઉલટ તો અંગે ન માયજો. ઘેલું શું બોલે૦ ૨૨
જે કોઈ ગાય શીખેને સાંભળે જો,
તે ફરી ન આવે ગર્ભવાસજો;
દાણ લીલા દીનાનાથની જો;
ગુણ ગાય રતનીયો દાસજો. ઘેલું શું બોલે૦ ૨૩

## દાણલીલાની સાખીઓ, આહેરીયાં. ગરબાઓ વિગેરે ગોવાળીયાનાં.

શ્રીકૃષ્ણ—ઉચીને અલબેલડી રાધે, સાંભળને કહું વાત;
વંદાવનને માર્ગ જાતાં કોણ છે તારી સાથ,
ઉભીરે વ્રિજની નારીરે, પુછું પરણી કે કુંવારીરે.
આંજ્યા વિના આંખડી કાળીરે, બાજુબંધ બેરખાવાળા. ૧
રાધા—સાથવાળી તેને ઘેર બેઠી, તારે શી પડપુછ;
માર્ગ મુટી રહે વેગળો, તારે મોઢેમનથી મુછ,
ચાલ્યો જા પાંસરી વાટેરે, સાંખું નંદરાયને માટેરે;
તું તો ક્યાંનો કાનુડો દાણીરે, પાઉં તને પાંદડે પાણીરે. ૨
કૃષ્ણ—શી છે તારી જાતડી, કીયું છે તારૂં ગામ;
કોણ છે તારાં માત પીતા શું છે તારૂં નામ. ઉભી. ૩
રાધા—આહીરની અમો જાનડી ગોકુળ મારૂં ગામ;
બ્રખુભાણની હું બેટડી રાધા છે મારૂં નામ ચાલ્યો ૪

કૃષ્ણ--બોલતી નો'તી તે બોલવા શીખી, આવડું બોલી આજ;
વંદ્રાવનમાં નીત્ય ફરે છે, તુજને તે શી લાજ. ઉભી૦ ૫

રાધા—લાજવાળા છો તે હું જાણું, ઢાંકી રાખો આપ;
વંદ્રાવનનો મારગ રોકી, નીત્ય તપાસો લાગ. ચા૦ ૬

કૃષ્ણ—ઝાઝાં રાખે મેઢકાં ગોપી, ઝાઝી રાખે ગાય;
છાશ પીને મોટી થઇ, ભરવાડની જાત કહેવાય. ઉભી૦ ૭

રાધા—ગોકુળથી આવી ગોવાલણી, મથુરાંથી આવ્યો કહાન;
મારગમાં એકઠાં થયાં, તું શેનું માગે છે દાણ. ચા૦ ૮

કૃષ્ણ—ગોકુળની ગોવાલણી, મથુરાંને મારગ જાય;
આડા કાન ફરી વળ્યો, તારા પ્રિતે પાલવ સાય. ઉભી૦ ૯

રાધા—હું બેટી વ્રખભાણની, રાણી રાધા મારૂં નામ;
દાણ લેવાની ઇચ્છા હોય તો, આવજે ગોકુળ ગામ. ચા૦ ૧૦

કૃષ્ણ—નંદબાવાનો હું નાનડીયો, કહાનજી નામ પ્રમાણ,
દાણ લીધા વિના જાવા દઉં તો, નંદબાવાની આણ ઉભી૦ ૧૧

રાધા—આણ તો માનું તો કંસની, બીજી ન માનું કોય;
નવ નંદ મારે નેસડે વસે, તારો નંદ તો કોણજ હોય. ચા૦ ૧૨

કૃષ્ણ--કંસ તે તારો કોણ છે, મેં વશ કીધો સઉ ઠામ;
સંભાળીને બોલજ રાધા, શુદ્ધ ગઇ કે સાન. ઉભી૦ ૧૩

રાધા—શુદ્ધ ગઈ નથી માહરી, તારી ગઇ જેમ હોય;
સાંભળ છઇયા નંદના, તારે મન વિચારી જોય. ચા૦ ૧૪

કૃષ્ણ—મનમાં શું વિચારે રાધા, દાણ લેવાનો સહી;
તારો માને શું કહીયે, તને વેચવા મોકલી અહીં. ઉભી૦ ૧૫

રાધા—આવોને ગોપીના વાહાલા, સાંભળો કહું તે વેણ,

તારી માને શું કહીએ, તારી પાસે ચરાવે ધેન. ચા૦ ૧૬
કૃષ્ણ—મેણાં બેણાં કરતી રહેજે, મદચારી મદમાતી;
છાશ પીને દહાડા કાઢે, તું તો રંગે થઇ છે રાતી. ઉભી૦ ૧૭
રાધા—ક્હાનજી કાળા ન કરો ચાળા, મોરલીઓવાળા;
અડધી રાતે શું નાહો તમે, ભરીને ઉચાળા ચા૦ ૧૮
કૃષ્ણ—દાણના દોકડા લેઇશું રોકડા, બીજી ના કર વાત;
તારે મારે ઝગડો થયો, ફોડીશ મહીનાં માટ. ઉભી૦ ૧૯
રાધા—દાણના દોકડા આપીશ રોકડા, બીજું ન થાયે આળ;
દાણ લીધામાં શું સમજે, તું નાનું સરખું બાળ. ચા૦ ૨૦
કૃષ્ણ—મહીયારી તું મદમાતી, હું નાનું સરખું બાળ;
બાળપણું તુજને દેખાડું, થવા દે સંધ્યાકાળ. ઉભી૦ ૨૧
રાધા—સંધ્યાકાળે તું શું બતાવે, સાંભળ કાળા કાન;
મહી વેચીને આવતાં, આપીશ તારૂં દાણ. ચા૦ ૨૨
કૃષ્ણ—તું રંગીલી રૂપની રૂડી, હું છબીલો ક્હાન;
મહી ખપે કે ન ખપે, તું આપને મારાં દાણ. ઉભી૦ ૨૩
રાધા—મહીનાં દાણ ના હોય મોહન, મનમાં સમજે પેર;
મહી પીવાનો ખપ હોય તો, આવજો મારે ઘેર, ચા૦ ૨૪
કૃષ્ણ—ક્યારની તું મેણાં દઇને, કીધાં અદકાં વેર;
હેત કરી તું આપવા આવે હવે લાગે કડવાં ઝેર. ઉભી૦ ૨૫
રાધા—કહો તો હરી ઘેરથી લાવું, કહો તો પાડું આંચ;
હિમાના સ્વામી શામળા, તમે મનમાં ન લાવશો કાંઇ ચા૦ ૨૬
આવો આવો નંદના છઇયારે, તમે ગોકુળનાં મહીયારી;
વાત તો વિચારીને કહીએ, મારગથી અળગા રહીયેરે. ચા૦ ૨૭

---

કાન—ધુતારી ઘુમટાવાળીરે આંજ્યા વિના આંખડી કાળીરે.
ઊંચી ને અલબેલડીરે, પાતળીઆ પરિધાન;
જોબનીયાનું જોર ઘણું હું ઉતારૂં અભિમાન, ધુતારી૦ ૧
ગોપી—નાની વયમાં નામજ કાઢ્યું, લોક કરે વખાણ.
મ્હોં ખાવને આંખડી લાજે, માંહોમાંહે શું દાણ;
ચોર્યોજા પાસરી વાટેરે સાખું ચું નંદરાયને માટે ચા૦ ૨
કાન—આ ગોકુળમાં ઘણી વસેછે મોટી જાત આહીર;
વ્હેવાર વાતે લજ્જા શાની છે વઢકણ્યાંની રીત ધુતારી૦ ૩
ગોપી—પાધરી વાટે તે લડેરે જેને હોય બે બાપ;
એ દાણ શું લખાવી લાવ્યો કંસ રાયની છાપ. ચા૦ ૪
કાન—છાપ તો તારો બાપ કરે છે સેંકડો અખુબાણ;
હમો કુંવર નંદરાયના ગણું કંસને તૃણ સમાન ધુતારી૦ ૫
ગોપી—સમજી બોલો શામળારે. લોક સાથે શા લાડ,
બીખ માગીને જીવવું માનો પરમેશ્વરનો પાડ ચા૦ ૬
કાન—ચોપી ગાળ દીયો અટકેરી ને જોરાવરનો જોરો;
બીખ માગ્યાની પેર કહું તું કાન ધરની ઓરો ધુતારી૦ ૭
ગોપી—કાન ધર્યાનું કામ શું છે સમજી મનની વાત;
એવો કો દેખતી નથી કે અડકાડી સકે હાથ, ચા૦ ૮
કાન—આવે નારી ચંદ્રાણી તો જાયે મુકી માન;
તારૂં સર્વસ્વ લઉં સુંદરી તો, મારૂં નામ ચળીઓ કાન ધુતા૦ ૯
ગોપી—૭ વરસનું છોકરડું ને. ચોરી પીતો છાસ;
સર્વસ્વ આપું શામળા, તું આવ મારી પાસ. ચા૦ ૧૦
કાન—તું મદમાતી અહિયારી, હું નીકર ન્હાનું બાળ;
બાળપણું તમને દેખાડું. થાવા દે સંધ્યાકાળ. ધુતા૦ ૧૧

ગોપી—વિરહ કરતાં દીવસ વીત્યો, અબળા આકળી થાય;
પ્રેમાનંદ પ્રભુ જાવા દેજો, ગોપી લાગી પાય;

## ગોવાળીયાના હારીયાં.

દુધ પીયો જાવાદો અમને શાને રોકો છો વન;
એકલડી વન કેમ રહું, થરજે છે મારૂં તન. દુધ૦ ટેક
કુંમળી આંગળી મરડાશે, મુકોની મારો હાથ;
હું આવી આગળ થકી, પુંઠે આવી સહીયર સાથ. દુધ૦ ૧
દીવસે પરણ્યા પિયુ સાથે ઉભા રહ્યું નવ જાય;
નંદજીના સમ આળગાં રહે તો, પર શું કેમ બોલાય. દુધ૦ ૨
પીયુ મારો ચતુર નથી તે, શું જાણે બોલની રીત;
તેણે હું પ્રીછું નહિ, જે પુરૂષ કહેલી પ્રીત. દુધ૦ ૩
જે રસ જેણે ચાખ્યો નહીરે, તે શું જાણે નેહ;
નેન નચાવો છો ઘણાં, હું પ્રીછું નહી કાંઇ તેહ. દુધ૦ ૪
તમ સરખી હોય તેને ચાહો મુકોની મારો હાથ,
બાળપણે એવું કરો જે, આગળ વાધે લાજ. દુધ૦ ૫
કાલ પીતા પરણાવશેરે ઉત્તમ સુંદીર નાર;
પરની ઘર વસે નહી, એ વેદનો વ્હેવાર દુધ૦ ૬
સુખ રૂપે શરીરનું એ કોઇ શું લાગે મન,
ચીતવ્યું તો નવ પામીએ, અતિ દોહીલા દુરીજન દુધ૦ ૭
ચતુર હશે તે જાણશેરે; ચતુરાઇની પેર;
મેં મન તારૂં ઓળખ્યું, અવસરે આવજો ઘેર દુધ૦ ૮
મારગમાં ન બોલાવીયેરે, આવતાં દેખે લોક;
બાલણ પ્રભુ રઘનાથજી, જુઠાં આળ ચઢાવે લોક. દુધ૦ ૯

જા જા નંદના ગોવાળીયા, તું શેનું માગે દાણ;
જો આવીશ ઢુંકડો તો, કંસરાયની આણ. જાઓ. ટેક.
ઘેર જઈ પુછ માતનેરે, ક્યાંથી વેચતી કાલ;
દાણી થઇ વનમાં રહ્યો, કોની શીખ્યો તું ચાલ. જાઓ. ૧
મસ્તક ઉપર પાઘડીને, આણીયાળાં લોચન;
કરમાં કાળી કામળી કાં વદે મીઠાં વચન. જાઓ. ૨
અંગ માં મોડીશ આવડું તું રાખજે તારો ભાર;
ચંચળ ચાળા કહાન કાળા હું તે તારી નાર નહિ. જાઓ. ૩
મેં તને નિરખળ સાંભળ્યોરે, વસતે વંદ્રાવન;
ભરમે ભોળી ના જાણતો, અતિ કઠણ છે મારૂં મન. જાઓ. ૪
પાધરે મારગ ચાલીયેરે, ગોવાળીયાની સાથ;
છેલપણું નવ કીજીએ, ભાલણ પ્રભુ રઘનાથ. જાઓ. ૫

---

ઉભી રહે આહેરડી, તું બોલતી વાંકા બોલ;
તારી આંખડી તે મેં ઓળખીરે, અવર નહી કોની તોલ. ઉભી. ટેક.
મારગે છોડી અબોલડોરે, હીંડતી મોડાશાડ;
શેરી જોઇને ચાલીએ, ઘેર કંથ મારા હોય. ઉભી૦ ૧
સતી સામું ન ભાળીએરે, નીચું જોઇને ચાલ;
પરપુરૂષથી વેગળી રહે, તેની આંખલડી ઓળખાય. ઉભી૦ ૨
દાણ લાગે આ ઠામનુંરે, અહીં નથી કંસનો ભાજ;
વણ પ્રીછે આવે નહી, આજે તો મારો ભાગ. ઉભી૦ ૩
આવતાં આણી કામની, હું જે માગું તે આપ;
ભાલણ પ્રભુ રઘનાથજી, અંતર આણી થાપ. ઉભી૦ ૪

---

ઓરો આવશો આહીરડા મેં જાત જાણી. ટેક૦
જુલમ કરોછો જોરાવરારે કંસ રાયને કહીશું
નીત ઉઠીને દુઃખ દોછો તારૂ ગોકુળ મુકીને જઈશું. ઓરો૦ ૧
અમે દાણી તે નંદરાયનારે મન માને તે લઈશું
કહેજે તારા કંસ રાયને હમે ઉતર દઈશું ઓરો૦ ૨
તારા સરખા ઘેર ઘણાંરે અમને પાએ પાણી,
તારૂં બોલ્યું સાખું હુંતો નંદ કુંવરનો જાણી. ઓરો૦ ૩
પાધરે મારગ ચાલીએરે ગોવાળીઆની સાથ;
છેલપણું નવ કીજીએ બાલણ પ્રભુ રઘુનાથ. ઓરો૦ ૪

---

છબીલા નંદનારે, તારી ચાલનો ચટકો જો; ટેક.
છોરા આહીરનારે, તારા મુખનો મટકો જો: ટેક,
ચટકો તારી ચાલનો, પાવડીએ કંગરકોર:
ઘુમકે ઘુમક ઘુઘરી બાજે, નેનમા નાચે મોર. છબી૦ ૧
તાણીને બાંધે પાઘડીરે ઝળકતો મુકે તોર;
શેરીએ લથડતો હીંડે, મુખ મોરલી ઘનઘોર. છબી૦ ૨
મુખ દેખડાવીને ઘેલાં કીધાં જાણે હરઇયાં ઢોર;
બાલણ પ્રભુ રઘુનાથજી. મારા ચીતડાના ચોર. છબી૦ ૩

---

અણુબાન કેરી બેટડી રાણી; રાધા છે મારૂં નામ:
દધી તણો જો ખપ કરોતો આવજો ગોકુળ ગામ. અખુ૦ ૧
લંપટ સંપટ નાથજીરે કપટી કાળા કહાન,
દધી તણું જો દાણ લેશો તો કંસને થાશે જાણ. અખુ૦ ૨
વંદ્રાવનની વાટમા તમે શાને રોકો છો વાટ;

તારી માતા તો ઓવડું મોટું લેતી મહીનું માટ. પ્રભુ૦ ૩
રાધા તો દાણ નહીં આપેરે તમારૂં શું જોર;
પીતા મારા જો જાણશે તો, કરશે પાધરા દોર. પ્રભુ૦ ૪
સીધે મારગ ચાલીએરે ગોવાળીઆની સાથ;
છેલપણું નવ કીજીએ ભાલણ પ્રભુ રઘુનાથ. પ્રભુ૦ ૫

# ભાગ ૧૨ મો.

## ઊંઢણીનાં હારીયાં.

વેગળો રહેને વરણાગીયા. ટેક
ઉઢાણી લેઇને કૃષ્ણ વંદ્રાવન મયાતા,
હાંરે હું તો શોધી વળી નવખંડમાં જીરે. વેગળો. ૧
,, અલ્યા મહીની મટુકી મારી ફુટશે,
,, મારી મોતન કેરી લટ ટુટશે જીરે વેગળો૦ ૨
,, અલ્યા મોહન તારા ફંદમાં,
,, મારી દામણી તુટી તે તારા છંદમાં જીરે. વેગળો૦ ૩
,, મારૂં લાખ ટકાનું ચીર ફાટશે,
,, અલ્યા ખેંચ માં ખેંચ માં ફાટશે જીરે. વેગળો૦ ૪
,, અલ્યા લાલ છડી તારા હાથમાં,
,, મુને રોકી તે જમુનાના ઘાટમાં જીરે. વેગળો૦ ૫
,, સવાલાખનો હાર મારી કોટમાં,
,, અલ્યા તાણ માં તાણ માં ટુટશે જીરે. વેગળો૦ ૬
,, અલ્યા દાસ રાજેના સ્વામી રાંકડા,
,, હું તો મોહી રહી સુઝના આંકડા જીરે. વેગળો૦ ૭

આજની ઘડી રળીઆમણી,
હાંરે મારા વાહાલાજી આવ્યાની વધામણી જીરે. આજ૦
,, પુર્યો પુર્યો સોહાશેણ્ સાથીઓ,
,, ઘેર મલપતો આવે તે હરી હાથીઓ જીરે. આજ૦ ૧
,, સખી લીલુડા વાંસ અણાવીએ,
,, મારા વા'લાજીના મંડપ રચાવીએ જીરે. આજ૦ ૨
,, સોહાસેણ્ ચાર તેડાવીએ,
,, મારા વા'લાજીને મોતીડે વધાવીએ જીરે. આજ૦ ૩
,, સોહાસેણ્ મળજો જે ઘડી.
,, મારા પ્રભુજી પધારે તે ઘડી જીરે. આજ૦ ૪
,, રસ મીઠડાએ અતી મીઠડો,
,, મહેતા નરસૈયાનો સ્વામી કોઇએ દીઠડો હોજીરે આજ૦ ૫

## દાણ લીલાની ગરબીઓ.

### ગરબી ૧ લી

હાંરે દાણ માગેરે દાણ માગે.
,, તારી મીઠડીના બોલ બાણ વાગેરે. દાણ૦
,, કાન કીયા મુલકનો સુબો,
,, હાંરે મારા મારગ વચ્ચે ઉભોરે. દાણ૦ ૧
હાંરે મારા મારગ વચ્ચે વસિયોરે. દાણ૦ ૨
,, કાન કિયા મુલકનો દાણી.

હાંરે મારી નવરંગ સુંદડી તાણીરે. દાણ૦ ૩
,, કાન કિયા મુલકનો મહેતો,
,, મારા મારગ વચમાં રહેતોરે. દાણ૦ ૪
,, કાન જળ જુમનાંને આરે;
,, એમાં કોણ જીતે ને કોણ હારેરે. દાણ૦ ૫
,, કાન નથી સાકર નથી મેવા;
,, ખાટી છાશમાં શું આવ્યો લેવારે. દાણ૦ ૬
,, મહેતા નરસઇના સ્વામીને વારી,
,, ગઉ ગોવાળમાં ચારીરે, દાણ૦ ૭

## ગરબી ૨ જી.

જવાદો મને શાને રોકોછો વાટમાં.
હાંરે દાણ લેવા સરખા નથી ઘાટમાં. જવા૦ ટેક.
આજ તો અમારે પ્રભુ કામનો દીન છે.
હાંરે મારે એકલા જવું છે નાવમાં, જવા૦ ૩
મારારે સમ મારી આગેર નંદી,
હાંરે જળ ભરવાં જુમનાજી ઘાટમાં: જવા૦ ૪
સઘળી સઈયરો ઉભી જુમનાંની તીરે, .
હાંરે તેને વચન આપ્યાં છે હાથમાં. જવા૦ ૫
મોતીના નાથને સંગે લઇને.
હાંરે જાવું સહયરોના સાથમાં જવા૦ ૬

## ગરબી ૩ જી.

વાત કહું ઉભી રહેને અલબેલી,
હાંરે દાણ રીત ના ઘટે તે જાઓ મેલી હું વાત૦ ટેક.

ક્યાંથી આવો આજ રમઝુમ કરતા,
હાંરે આજ ક્યાં છે સંગની સાહેલી. હું વાત૦ ૧
ઘુંઘટ તાણીને શું જોરમાં જાઓ છો,
હાંરે નથી દેતી જવાબ મન મેલી. હું વાત૦ ૨
ધ્યાન ધરીને શું ધ્યાનમાં જાઓ છો,
હાંરે આજ ઓળી કરવી છે મારે પેહેલી. હું વાત૦ ૩
મોતીના નારને તું છું પ્યારી;
હાંરે ઘણે દહાડે થઇછું આજ ભેળી. હું વાત ૪

## ગરબી ૪ થી.

જમીનપર જળાનાં દાણ કોણ લેછે;
હાંરે નથી જાણ્યું લેવાવાળો રહે છે. જમીન૦ ૧
નથી સાંભળ્યું પૃથ્વી ઉપર.
હાંરે લેવાવાળો અહીંઆં કોણ રહે છે. જમીન૦ ૨
નિત્ય નવાનવા ચાળા કરો છો,
હાંરે એવી કોણ શીખામણ દેછે. જમીન૦ ૩
વચન કાઢો છો પ્રભુ વઢવા સરીખાં,
હાંરે કોણ વસ્તી તમારીમાં રહે છે. જમીન૦ ૪
મોતીના નાથને એમજ કહીને,
હાંરે ગોપી રસ્તો ગોકુળનો લેછે, જમીન૦ ૫

## ગરબી ૫ મી.

છબીલી દાણની રીત મેલો કહાડી;
દાણ આપો છબીલી લાડી. છબીલી ટેક.

શ્રી જુમનાજીના મોટારે આરા;
હાંરે જળ ભરવાને આવોને હહાડી. છબીલી० १
વંદ્રાવનને મારગ જાતાં
હારે હું તો લેઇશ લાગત મારી; છબીલી० २
એવાં વચન પ્રભુ કોઇએ ન સાંખે,
હારે એતો સાંખે તે પરણી નારી. છબીલી० ३
મોતીના નાથને સરવસ સોંપ્યું,
હારે ગોપી રાજી કર્યા છે મોરારી. છબીલી० ४

## ગરબી ૬ ઠી.

હારે રશિયા સુજને જાવા દીજે, તારૂં દાણ થાય તે લીજેરે,
રશિયા સુજને ટેક.
હારે હું તો ગોકુળની બીજનારી, હારે હું તો મહી વેચવાને ચાલી,
" મારગડે આળ ન કીજેરે રશિયા સુજને० १
" મારી સંગની સાહેલીઓ ચાલી હારે મારે માથે મહીની ગોળી,
" લ્યો ખાટાં ચોરસ પીજેરે; રશિયા સુજને० २
" હું તો બ્રખુભાનની છોડી હારે મને રોકી રહ્યા ગીરધારી;
" મારગ અળગા રહીજેરે. રશિયા સુજને० ३
" બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરનાગર તનમન અર્પણ કીજેરે
રશિયા સુજને० ४.

## ગરબી ૭ મી.

હારે મારા ચીર દો વનમાળી હારે હું છું અબળા નારીરે
મારાં ચીર० ટેક.
" વાલો ચીર હરીહરીને કદમ ચડી બેઠા

હાંરે હુ છું જળમાં ઉઘાડીરે. મારાં ચીર૦ ૧
" ચીરકે બદલે પીતાંબર લેઉંગી;
" જો જલશેસે જાઉં ન્યારીરે; મારાં ચીર૦ ૨
" પાહે પત્ર કરી નીકશા રાધે,
" કૃષ્ણ હસત દે તાલીરે. મારાં ચીર૦ ૩
" બાઇ મીરા કહે પ્રભુ ગીરધર નાગર,
" તમો પુરૂષ હમો નારીરે, મારાં ચીર૦ ૪

## ગરબી ૮ મી.

હાંરે બેની આપનો શામ ખોટા,
ક્યા દોક્ષ દઉં કુબજાકોરે. બેની આપનો૦ ટેક૦
આપે ગયે કાગળ નહિ ભેજ્યો.
ક્યાં કાગળનો ટોટોરે; બેણી આપનો૦ ૧
ગોકુળ મેલી વાલો મથુરા પધાર્યા,
ત્યાં માર્યો કંસરાય મોટોરે; બેની આપનો૦ ૨
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધર નાગર;
મારૂં મહી પીને થયો મોટોરે. બેની આપનો૦ ૩

## ગરબા ૯ મી.

હાંરે કુબજાને જાદુ ડારો,
બસ કીનો શામ હમારોરે. કુબજાને જાદુ૦ ટેક.
જાદુકી પુડીયાં સડ સડ મારી,
ક્યારે કરે વઇદ બીચારોરે, કુબજાને૦ ૧
આણી તીરે ગંગાને પેલી તીરે જમુનાં
બિચમે બહે જળ ધારોરે;

ઇત ગોકુળ ઇત મથુરા નગરી;
જાવ પીઓ જળ ખારોરે — કુબજાને૦ ૩
કુબજાસે વાલો રંગ રમત હે,
હમકુ દુર કર ગયો ન્યારોરે — કુબજાને૦ ૪
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરનાગર;
આખર શામ હમારોરે, — કુબજાને૦ ૫

# ભાગ ૧૩ મો.

## ચુંદડીની ગરબીઓ.

રસીયાજી મુકો હમારી ચુંદડી.
જવાદો જીવણ જળ ભરવા કાજજો,
સખી કહેશે કયાં વાર લાગી આવડી,
મોટી મોહન લોકડીઆની લાજજો. — રસીયાજી૦ ૧
ઘેરો છો મુજને જાણી એકલી.
પાછળ આવે સહીયરોના સાથજો;
મનસુબો મનનો હું જાણી ગઇ,
એમ કરે નટવર નહીં આવું હાથજો, — રસીયાજી૦ ૨
દુરીજન કંઇ કહેશે મારા કંથને,
રસિયા તને રીસ ઘણી છે મનજો;
સાસુડી મુજને બહુ સંતાપશે,
નણુદી મુજને કહેશે કઠણ વચનજો. — રસીયાજી૦ ૩
૧૦ એવી તે વિદ્યા કોણે શિખવી,

નીત ઉઠીને આવડો શો ઊભમાતજો;
મોટપણે ગોટમ કંઇ આવી નહી,
છેલ તમારી ના ગઈ છોકરવાદજો. રસીયાજી૦ ૪
આવા રહો અડશો માં અલબેલડા,
આળ કરો તે સાંખે બીજી નારજો;
શાણા થઇ વળગોછો શા કારણે,
હું નહી સાંખુ તમારો કાંઇ ભારજો. રસીયાજી૦ ૫
ઘેર જઇ કહીશું તમારી માતને,
મુજ સાથે ના બોલો વાંકું વેણજો,
પાંવળીઆ પાલવ મુકો માહરો.
ઉર ઊપર શા માટે નચાવો નેણજો. રસીયાજી૦ ૬
આજ પછી તમ સાથે બોલું નહી;
ઢંગ તમારા જાણ્યા જાદવરાયજો,
શું કરીએ શામળીઆ સાચું કહું;
તમ સાથે મુજ મનડું આતુર થાયજો, રસીયાજી૦ ૭
સ્વારથ તો સફળ થશે મન રીઝવે,
નવ જાણો કંઇ પ્રીત કર્યાની રીતજો;
શું સમજો ચારી જાણો આવડી,
ઘણી કઠણ છે પરશું કરવી પ્રીતજો. રસીયાજી૦ ૮
મન વિના તો કોઇને નવ બોલાવીએ.
માણસ માંહી જાય પોતાનો તોલજો,
આગળથી ચર્ચા જોઇએ તે તણી,
ત્યાર પછી મન ગમતા કહીએ બોલજો રસીયાજી૦ ૯
આતુરતા તમ કરતાં અમને ઘણી;

લાજ તજીને મુખડે ના કહેવાયજો;
પ્રાણ ગએ પ્રીત કદી ના મુકીએ,
આરમ વચે રોકેથી શું થાય જો. રસીયાજી० ૧૦
વાલાજી વાર્યું તે કરીયે માહરૂં.
કોણ વારની કહુંછું જોડી હાથજો,
મારગડો મુકીને અળગા રહો.
કર જોડીને વીનંતી કરે રઘુનાથજો. રસીયાજી० ૧૧

ગરબી ૨ જી.

કહાન કાળારે મારી ચુંદડીના ચોર,
જીયા નંદનારે મારા કાળજાની કોર. કહાન० ટેક
ચુંદડી ચોરીને પ્રભુ કદમ ચડયા.
સાહેલીના સંગમાં મારી નજરે પડયા. કહાન० ૧
અજબ તરેહની ચુંદડીને માંહી ઝાઝો રંગ.
વેગળા રહો વરણાગીયા મારૂં શામ થાશે અંગ. કહાન० ૨
લાખ ટકાની ચુંદડીને છેડે ઝાઝા રંગ,
શ્રીકૃષ્ણજી લાડ લડાવે તેમાં શાનો પાડ. કહાન० ૩
ચુંદડી આપો તો પ્રભુ પાયે લાગુરે;
નરસઈયાના સ્વામી પાસે માન માગુરે. કહાન० ૪

ગરબી ૩ જી.

કૃષ્ણ બોલ્યારે નિકળ જળથી તું બહાર.
આપું ચુંડડીરે હેને ગોપીઓ નાર. ટેક.
ચીરનાં વખાણ કરે માલ નથી એમાં;
નગ્ન થઈ જળમાં નાહી કડ દીધો તેમાં. કૃષ્ણ० ૧
ચુંદડી તારીનો ભય નથી મારે.

સહુ સખી બહાર આવો લોને અત્યારે. કૃષ્ણ૦ ૨
સહુ સખીએ વિચાર કર્યો જાવું હવે ઘેર:
કૃષ્ણ કેરૂં કહ્યું માની કરીએ એવી પેર. કૃષ્ણ૦ ૩
હારી સહુ બહાર આવ્યાં જોડીને બેઉં હાથ,
ચીર આપી આશા પુરી નરસઇયાને નાથ. કૃષ્ણ૦ ૪

## નંદજીનો ગરબો.

તમેરે નંદજી ગોકુળ સંચરોરે,
ઉતરવો જમુનાજીનો ઘાટજો;
મારી માને નહી હોય ગોઠડુંરે,
જસોદા જોતાં હશે વાટજો. તમેરે૦ ૧

ન કરે માત પિતા તે તમે કર્યુંરે, અમને બહુ લડાવ્યાં લાડજો;
અમને નાનેથી મોટાં કર્યાંરે, તેના શા શા માનું પાડજો. તમે૦ ૨
મારી છે પચરંગી લાકડીરે, તમે વાહ્રતી વેણ રસાળજો.
તેને તમે સંભારીને મુકજોરે, રખે લેઈ જતા ગોવાળજો. તમે૦ ૩
મારી સહસ્ત્ર ગોરી ગાવડીરે, તેને તમે હાથ ફેરવી જોજ્યોજો;
કહે રઘનાથના સ્વામી નંદનેરે, અમપર કૃપાદ્રષ્ટે રહેજ્યોજો. તમે૦ ૪

### ગરબી ૨ જી.

નયણે નીરને નંદજી બોલીયારે, અમથી એકલડાં ન જવાયજો,
વાટડી જોતાંને રોતાં હશેરે, કાનજી ત્યાંય તમારી માયજો, ન૦
હું તો રાખીશ મારા મનનેરે, તમારી માનાં મન કયમ રહેશેજો.
માટે ગોવીંદ ગોકુળ આવજોરે. દુરજન મેણલીયાં બહુ દેશેજો; ન૦
કહો કોણ વંદ્રાવન લઉ ચારશેરે, સાંજે કોણ આવશે ઘેરજો;
હસતાં વાણલીયે કોણ ઉઠશેરે, કહો કોણ જાશે તમારી ભેરજો. ન૦

કુંવર કોને લાડ લડાવશુંરે, કોને વળગાડીશું દામીજો;
કોને જમાડીને જમશું અમોરે, કહોને રઘુનાથના સ્વામીજો. ન૦

## ગરબી ૩ જી.

જસોદા પુછે પિઉને પ્રેમશુંરે, નંદજી ઉતર ન આલેજો,
સુખથી બોલે પણ બોલાય નહીરે બાલના બોલડીયા બહુ સાલેજો.
કારણ કોને મારા કંથજીરે; કુંવર ક્યાં મેલીને આવ્યાજો
સરવસ્વ શોંપ્યાં વસુદેવનેરે દુખના મેરૂ ક્યાંથી લાવ્યાજો;
આપણે મીત્રાઈ વસુદેવનેરે. આપણે ક્યાંનું હતું વેરજો.
આવી આપણા સુતને બોળવ્યોરે તે રાખ્યો પોતાને ઘેરજો.
કહો કંથજી ત્યાં તમે નવ બોલીયારે. આપણે બોઓ છઈયો છોડીજો
એ રઘુનાથનો સ્વામી ગોવાળીઓરે અમપર નજર ન જોડીજો

## ગરબી ૪ થી

વ્રજમાં વ્રજ વનિતા વાતો કરેરે મોહનજી મથુરામાં રહ્યાજો.
જેને નંદને ગોકુળ મોકલ્યારે વિઠ્ઠલ વસુદેવના થયાજો.
અહીંના સુખમાં ગાયો ચારવીરે બીજું આહીરીયામાં રહેવું જો.
ત્યાં સહુ પુછીને વાતો કરેરે મથુરાં નગરીમાં શું કહેવુંજો,
મથુરા નગરી હરીને મન વશીરે બીજું કંસરાયનું રાજજો,
લક્ષ્મી દેખીને લલચાઈ ગયારે, માટે ગોકુળ દીધું તાજજો.
એ મુરત મનોહર શામળોરે સજની સહુને લાગે મીઠોજો,
એ રઘનાથનો સ્વામી ગોવાળીઓરે; ત્યાં તો રાજા થઈને બેઠોજો.

# પરચુરણ ગરબીઓ.

## ચંદ્રાવળીની ગરબી

માથે મહુંકીને મહીડાંની ગોળી મહીરે વેચે ચંદ્રાવળીરે;
વેચંતી સેચંતી નગરમાં પેઠી કાનુડો છેડ્યો સાહી રહ્યોરે;

# ભાગ ૧૪ મો

## ગરબી ૧ લી

તમને શું કહીએરે કામણગારા છો.
ગોપીજન વલ્લભરે પ્રાણ હમારા છો;
પુછું છું તમનેરે સાચું કહો અમને,
મારા સમ મોહનરે નહી દુભાવું તમને.
હૃદયાપર હાજરરે ખાંતે ખુપ્યા છે.
તમ સરખા જીવણરે કાંઇ એક ધુત્યાછે;
આ દુર્બળ રાતારે. ચંદન ચળકે છે,
મુખને તંબોળેરે લોલક લટકે છે.
આ તે શું અચરતરે આવ્યા સેજડીએ;
રણછોડના સ્વામીરે અચરતની ઝડીએ.

## ગરબી ૨ જી

વારું છું વાલમરે અમને અડશો માં.
વારેને ધારેરે અમને વઢશો માં;
અમે વહુવારૂરે લાલા લાજ ભર્યાં.
બોલંતા બીજેરે કંથે કેદ કર્યાં.
સાસુડી સસુરોરે નણદલ નાની છે.
પ્રીતલડી છે પણરે તમશું છાની છે;
શું જોર જણાવોરે આવડું વા'લાજી,
તમે કોના કુંવરરે કહો અમને લાલાજી.
પાળેલાં કહીનેરે સૌકો સાદ કરે,
એમાં શા તોલજરે પરઘેર પેટ ભરે;
મનગમતાં કીધાંરે લજ્જા લોપીને,
રણછોડના સ્વામીરે ધન્ય આ ગોપીને.

### ગરબી ૨ જી અજવાળી રાતની

આસો માસો સરદપુનમની રાતજો,
ચાંદલીઓ ઉગ્યોરે સખી મારા ચોકમાં ટેક
સસરો મારો દેરા સરખો દેવજો,
સાસુડી દેરાંરે કેરી પુતળી. ૧
જેઠ મારો અશાડીઓ મેહ જો,
જેઠાણી ઝબુકે વાદળ વીજળી. ૨
દિયર મારો ચાંપલીઆંનો છોડજો.
દેરાણી ચાંપલીયા કેરી પાંખડી, ૩
નણદલ મારી વાડીમાંની વેલજો,
નણદોઇ તે વાડી માંહીનો વાંદરો. ૪
પરણ્યો મારો ચતુર સુજાણજો,
તાણીને બાંધેરે નવરંગ પાઘડી ૫
એ પાઘડીએ દશ દશ આંટાજો,
આંટેને આંટેરે નવરંગ પાઘડી. ૬
ગોરીનો પરણ્યો વહાણુ કમાવા જાયજો.
વાહાણેથી લાવે ખારેક ટોપરાં. ૭
ખારેક ખાય તો ખટકે ગોરીની દાઢજો.
ટોપરડું ખાય તો ગોરીને કુચા વળે, ૮

### ગરબી ૩ જી જસોદાના બાળ બાવની.

દુર ખેલન મત જાઓ મેરે લાલડુ દુર મિલેગા હાઉ. ટેક
મચ્છરૂપ સંખાસુર માર્યો, લાયો વેદ છોડાઉ.
ચાર વેદ બ્રહ્માકો દીનો મેં તહાં ન દેખ્યા હાઉરે;
દુર ખેલન મત જાઓ મેરે લાલન દુર મીલેગો હાઉ.

વારાહરૂપ ધર પર્વત હાથે પૃથ્વી દાઢ ચઢાઉ દુર૦ ૨
બ્રહ્મા લક્ષ્મી નિશદીન આવે મેં તહાં ન દેખા હાઉ.
નરસીંહરૂપ અવતારમેં બડે અસુરોકો બે ઉપજાવું,
બડો દેવ હીરણ્યાકસ્ય માર્યો મેં તહાં ન દેખા હાઉ. દુર૦ ૩
વામન રૂપ છલ્યો બલરાજા પગલાં ત્રણ ચઢાઉ,
ઇંદ્રાસન ઇંદ્રકો રાખ્યો મેં તહાં ન દેખા હાઉ. દુર૦ ૪
ફરશુરામ અવતારમે બડે અસુરકો બે ઉપજાઉ,
ક્ષત્રી મારી નક્ષત્રી કીધી મેં તહાં ન દેખા હાઉ. દુર૦ ૫
રામચંદ્ર અવતારમેં દસ મુસ્તક છેદી લાઉ.
સોનેકી લંકા ખાખ કર ડારી મે તહાં ન દેખા હાઉ. દુર૦ ૬
જમનાકે તીર ધેન ચઢાઇ ભુજા બની બિચરાઉ,
શેષ પાતાલ કાલીનાગ નાથ્યો મેં તહાં ન દેખા હાઉ. દુર૦ ૭
બાંધો મન મોહન ભકત વત્સલ બળ જાઉ,
જમલા અર્જુન વૃક્ષ ઓધારે મેં તહાં ન દેખા હાઉ દુર૦ ૮
બાલાપનમેં મૃતિકા ખાધી ચઉદ લોક દે જલાઉ;
સુરકે સ્વામી તેરી અદભુત લીલા મુખે કહી ન જાઉ. દુર૦ ૯

## ગરબી ૪ થી

હાથ વછુટી મારી મટુકી ફુટી દધી વેચતાં લુટીરે,
પીતળ લોટા જળે ભરાવું દાતણની ચતુરાઇરે
ચીની તે પ્યાલા તેલે ભરાવું મર્દનની ચતુરાઇરે. હાથ૦ ૧
ત્રાંબાકુંડી જળે ભરાવું નાહાવણની ચતુરાઇરે હાથ૦ ૨
સેવ સુંવાળી લાવશી રંધાવું, ભોજનની ચતુરાઇરે હાથ૦ ૩
પાન સોપારી લવીંગ મંગાવું મુખવાસની ચતુરાઇરે. હાથ૦ ૪

### ગરબી ૫ મી.

ઝુમકહાર શીદ તોડયો હો રાજ મારો ઝુમકહાર શીદ તોડયો,
હારની પડી છે ત્રણ ઓળો હોરાજ મારો ઝુમકહાર શીદ તોડયો;
જળ જુમનાં નીર ભરવા ગયાંતાં ઘટ મારો શીદ ફોડયો. હો૦
વંદ્રાવનને મારગ જાતાં કાંડુ ઝાલીને હાર તોડયો. હો૦
વંદ્રાવનને ચોકે રમતાં કુડાં વચન કોણ બોલ્યો. હો૦
પ્રીત કરી પણ કરતાં ન આવડી નંદ આહીરનો છોરો. હો૦
મીરાંબાઇ કહે પ્રભુ ગીરધરનાગર આવને નટવર ઓરો. હો૦

### ગરબી ૬ ઠી.

ગગરી ઉતારરે વનમાળી મટુકી ઉતારરે વનમાળી,
ઉતાર ઉતાર જલદી ઉતારરે વન૦
મેરે શીરપર હોગઈ ભારી. ગગરી૦ ટેક.
સુનેકા ગગરીને રૂપલા ઉંઢાણી ભર ગઇ રાધે પ્યારી ગ૦ ૧
જળ જુમનાકી ચીકણી મટુકીયાં લેગ ગઇ રાધે પ્યારી. ગ૦ ૨
મેં પ્હેરી કસુંબલ સાડી તેરી મુગટકી છબી ન્યારી ગ૦ ૩
મે પ્હેરી જરકસકી ચોળી તેરે મોરલીકી છબી ન્યારી ગ૦ ૪
મેં પ્હેરી મોતનકી માળા તેરે ગુજમાળકી છબી ન્યારી. ગ૦ ૫
મીરાંબાઇ કહે પ્રભુ ગીરધરનાગર ચરણકમળપર વારી ગ૦ ૬

## ઇશ્વર પુજવા પુજવા વિષે

### ગરબી ૭ મી.

( હું તો ઇશ્વરને પુજવા નીસરીરે લોલ એ—રાગ. )
શામ સલુણા કુંવર નંદનારે લોલ,
તે મને નાંખી ફંદમાંરે લોલ, શામ૦ ૧

હું તો ઝબકીને જોવા નીસરીરે લોલ,
ઓઢવાનું અંબર વીસરીરે લોલ, શામ૦ ૨
હું તો ગાવડીને દોવા નીસરીરે લોલ.
બેલો લીધો ને તામડી વીસરીરે લોલ. શામ૦ ૩
હું તો દરશન કરવાને નીસરીરે લોલ,
સાળુ પહેર્યો ને ચોળી વીસરીરે લોલ. શામ૦ ૪
તો જુમના તે જળને નીસરીરે લોલ,
આગેર લીધીને ઘડો વીસરીરે લોલ, શામ૦ ૫
જમતાં તે જીવણ સાંભર્યારે લોલ.
કંઠે ના ઉતરે કોળીયોરે લોલ. શામ૦ ૬
વલવના સ્વામી શ્રી હરીરે લોલ,
તન મનથી હું તમને વરીરે લોલ. શામ૦ ૭

## ગરબી ૮ મી.

શામળીયાલાલ સાસુડી સંતાપે કહો કેમ કીજીએ,
ક્યાં જઈએ હરી ઘરમાં બેશી રહીએ તો રાંડ ખીજરી;
મારી સાસુ શંખણી છે એવી નણંદલને નાતરે દેઉ પહેલી,
તે તો વાત નથી કહેવા જેવી. શામ૦ ૧
મારો સસરો સજ્જન ઘણો મને આશરો છે તેના તણો,
મારો જેઠ ઝાંપડો બુદ્ધિ વનો. શામ૦ ૨
મારો દિયરીયો હઠયા મેલો તેનો લડાઇ કરવા સઉ પહેલો.
એની દુષ્ટ બુદ્ધિ ઢાંકી મેલો. શામ૦ ૩
જાણે સુડી વચ્ચે સોપારી હું તો અનાથની છું તમારી;
પદ ગારો વલ્લભ વિચારી. શામ૦ ૪

### ગરબી ૯ મી.

ઓ જસોદાજી આવડો લાડકવાયો લાલ ન કીજીએ.
ચાલો ત્યાં સુધી સુતનાં પ્રેમ ચરિત્ર દેખાડી દીજીએ. ટેક.
વાલે કઉતક કીધું મંદીરમાં,
એણે માંખણ પેંડા લીધા કરમાં,
એણે માંકલડાં ઘાલ્યાં ઘરમાં, ઓ જસોદાજી. ૧
વાલો સંતાડ્યાં શોધી કાઢે
હોય ઉંચાં પણ હેઠાં પાડે;
એતો ખાય ખવરાવે વણુસાડે. ઓ જસોદાજી. ૨
વાલો સુતાં બાળકનાં અંગ મોડે,
મારાં બાંધ્યાં વાછરૂં છોડી મેલે;
દહી ગોરસ દુર થકી ફોડે. ઓ જસોદાજી. ૩
દયા પ્રિતમના સ્વામી રસીયા
દધી ગોરસ પર આવે ધશીયા.
ધન્ય ભાગ્ય અમારૂં વ્રજમાં વશીયા. ઓ જસોદાજી. ૪

### ગરબી ૧૦ મી.

ઓ છોગાળી અંબોડો ગુંથીને વાંકો મેલ તું.
તું મુકીદે વાલપણું તારૂં રંગમાં રેલશું.
વરણાગીમાં છે વાંકી તેને મારગ જાતાં મે ઝાંખી.
તું સમજી થૈને જા અહીંઆંથી. ઓ છો. ૧
શણગાર સજીને આવોને તમે મારા મનમાં ભાવોને.
તમે કોક સંગાથે ફાવોને. ઓ છો. ૨
તારો લટકો જોઇને લોભાણો, હું નંદ જસોદાનો જાયો.
સખી દયા પ્રિતમનો કેંવાયો. ઓ છો. ૩

મેલો મેલો કાનજી જાવા દો જાદવજી અપઘેર સસરો રીસાળારે
તમારા સસરાને બીજી વહુવારૂ આણી આલું તમથી ઘુંઘટ તાણે.
આઘેરારે માથે૦ ૧

વેચંતી સેચંતી નગરમાં પેઠી, કાનુડો છેડલો સાહી રહ્યોરે.
મેલો મેલો કાનજી જાવાદો જાદવજી અમઘેર સાસુ રીસાળવાંરે
તમારી સાસુને બીજી વહુઆરૂ આણી આલુ તમથી પાગે પડે
અદકેરાંરે માથે. ૨

વેચંતી સેચંતી નગરમાં પેઠી કાનુડો છેડલો સાહી રહ્યોરે.
મેલો મેલો કાનજી જાવાદો જાદવજી અમ ઘેર જેઠ રીસાળવોરે
તમારા જેઠને બીજી ભોજાઈ આણી આલુ તમથી ઘુંઘટ તાણે
આઘેરારે માથે૦ ૩

વેચંતી સેચંતી નગરમાં પેઠી કાનુડો છેડલો સાહી રહ્યોરે,
મેલો મેલો કાનજી જાવા દો જાદવજી અમઘેર દીયર રીસાળવોરે;
તમારા દીયરને બીજી ભોજાઇ આણીઆલું તમથી હોરી ખેલે
અદકેરાંરે માથે૦ ૪

વેચંતી સેચંતી નગરમાં પેઠી કાનુડો છેડલો સાહી રહ્યોરે.
મેલો મેલો કાનજી જાવાદો જાદવજી અમઘેર નણંદી રીસાળવાંરે,
તમારી નણદીને બીજી ભોજાઇ આણીઆલું તમથી માથાં ગુંથે.
અદકેરાંરે માથે. ૫

કડવે વચને ગોપીકા એમ બોલે મેલો મારો પાલવ નીર્લજ્જરે
દુર્જન દેખે તમે નહી લાજો જાતી ધડુકે માહરીરે. માથે. ૬
તોય ન સમજે છોગાળો છબીલો પાલવ સાહી ઉભો રહયોરે.
ચીર ફાડી ચંદ્રાવળી નાઠી કાનુડો હાથ ઘસી રહયોરે.
આથે મહી.

## ગરબી ૧૩ મી.

આવના આવના આવનારે, શામ મેરી ગલીમેં આવના;
આવના તો દુરસે બતાવનારે શામ મેરી ગલીમેં આવના.
તેરેરે ખાતર બાગ બનવાયો ફુલકો હાર ગુંથાવનારે શા૦ ૧
તેરેરે ખાતર દહી જમાયો પ્યાલાં ભરી ભરી પાવનારે. શા૦ ૨
સેવ સુવાળી લાવશીરે રુચી રુચી ભોગ લગાવનારે. શા૦ ૩
લવીંગ સોપારીને એલચીરે પાનકી બીડીયાં ચાવનારે. શા૦ ૪
બાઇમીરાં કહે પ્રભુ ગીરધરનાગર ચરણકમળચીત લાવનારે શા૦ ૫

## ગરબી ૧૪—છેલની.

હાંરે અલ્યા વાંકી ન પહેરીએ પાઘડી;
" તારી પાઘડી પાડુઓ ખવરાવશેજીરે વેગળો રહેને વરણાગીયા
" અલ્યા નેન કટાક્ષ નવ કીજીએ;
" તારા નેણલાં તે મેણાં ખવરાવશેજીરે વેગળો૦ ૧
" અલ્યા બંગી લેલાટ નહી લેપીએ.
" તારી બંગી તે કુઢંગી કઢાવશેજીરે વેગળો૦ ૨
" અલ્યા પાનબીડાં નહીં ચાવીએ,
" તારાં પાન તે બાત ભુલાવશેજીરે, વેગળો૦ ૩
" અલ્યા વગર વિચાર્યું નવ બોલીએ;
" તારૂ તોલ બોલવા થકી થશેજીરે. વેગળો૦ ૪
" અલ્યા વિશેષ કેશ ન વધારીએ
" તારા કેશ તે વેશ વધારશેજીરે. વેગળો૦ ૫
અલ્યા કડકડતાં કેડીઆં ન પહેરીએ,
" તારાં કેડીઆં તે બેડીઓ ઘલાવશેજીરે વેગળો૦ ૫

હાંરે અલ્યા વેઢ મઢીયા નહી આંગળાં,<br>
" જશે વેઢ અનીશ જોશે જાંગલાજીરે. — વેગળો૦ ૭

" અલ્યા હીર દોરી ધોતીયાં ન પહેરીએ,<br>
" તારાં ધોતીઆં ધુળ ધલાવશેજીરે — વેગળો૦ ૮

" અલ્યા ચમકતી મોજડી ન પહેરીએ,<br>
" તારી મોજડી તે રોળતી કરાવશેજીરે. — વેગળો. ૯

અલ્યા ખંભે દુશાલા ન નાંખીએ;<br>
તારા દુશાલા નામ ડુબાવશેજીરે. — વેગળો ૧૦

" અલ્યા અત્તર ફુલેલ ન વહોરીએ;<br>
" તારાં ફુલેલ તેલ કઢાવશેજીરે. — વેગળો ૧૧

## ગરબી ૧૫ મી.

મારૂં સોનાનું છે બેડુંરે છેલ છબીલા છોગાળા.

મારી રૂપાની ઇંઢાણીરે — છેલ છબીલા૦<br>
હું તો સરોવરે પાણી ગઇતીરે — છેલ છબીલા૦<br>
મને કાળે ભળદે મારીરે. — છેલ છબીલા૦<br>
મારા આછા સાળુ ફાટ્યારે. — છેલ છબીલા૦<br>
ઓ ગોકુળ ગામના દરજીરે — છેલ છબીલા૦<br>
મારા આછા સાળુ બેરોરે. — છેલ છબીલા૦<br>
મારી સાસુ ન જાણે શીવ્યારે. — છેલ છબીલા૦<br>
મારી નણંદ ન જાણે ઓટ્યારે. — છેલ છબીલા૦<br>
મારી જેઠાણી ન જાણે ઢાંક્યારે. — છેલ છબીલા૦<br>
તારો સાંધવાનો સવૈયોરે. — છેલ છબીલા૦<br>
તારો ઓટવાનો રૂપૈયોરે. — છેલ છબીલા૦

## ગરબી ૧૬ મી.

મારારે સ્વામી બોલાને વાલા;
જસોમતી નંદ તણા લાલા. મારા૦ ટેક.
ઘેલીરે થઇ ગોકળમાં ભમતી;
બીજારે કોઇની વાતો નથી ગમતી. મારા૦ ૧
બેનીરે તમને કોણ મળી ધુતી;
જેણે મારૂં ચીતડુ લીધુ લુંટી; મારા૦ ૨
વાલારે તારી વાટલડી જોતી
આંસુડાં ભરી ભરીને રોતી મારા૦ ૩
લુંડારે લોકે ભરમાવ્યા તમને
તેથી તમો મળતા નથી હમને મારા૦ ૪
વાલારે તમને કહું નહી કહીશું
મોહન તારી મરજી મુજબ રહીશું મારા૦ ૫
ઝાઝુરે હવે શું કહીએ તમને,
મોહન વર મેહેર કરો હમને મારા૦ ૬
એવું સુણી આવ્યા ગીરધારી;
દીધું આલીંગન ત્યાં મોરારી. મારા૦ ૭

—(૦)—

## ગરબી ૧૭ મી મેંદી વિષે

મેંદી મેંદી શું કરોને મેંદી મોટાં ઝાડ
એક ડાળું હલાવીએ તો ડાળાં હાલે ચાર સહીયર મેંદી લેશોરે.
મારી સાસુએ એમ કહ્યાં જે વાસીદાં વાળી મહેલ;
મેં ભોળીએ એમ સાંભળ્યાં જે ઘરા વેરી મેલ. સહીયર૦
મારી સાસુએ એમ કહ્યાં જે પાણી ભરી મહેલ,

મેં ભોળીએ એમ સાંભળ્યાં જે બેડાં ફોડી મેલ.  સહીયર૦
મારી સાસુએ એમ કહ્યાં જે રાધણાં રાંધી મહેલ,
મેં ભોળીએ એમ સાંભળ્યાં જે હલેડાં ફોડી મેહેલ  સહીયર૦

---

## ગરબી ૧૮ મી ફકીરીની

લેના ફકીરી કયા દીલગીરા, સદા મગનમેં રહેનારે  ટેક૦
કોઈ દીન પેંડા કોઇ બરફી, કોઇ દીન હુકમ ફકારે.  લેના.
કોઇ દીન હાથી કોઇ દીન ઘોડા, કોઇ દીન પાંઉસે ચલનારેં લેના.
કોઇ દીન બંગલા કોઇ દીન બગીચા, કોઇ દીન જંગલ ડેરારે લેના.

---

## ગરબી ૧૯ મી ચોરાના બેસણાની

હાંહાંરે કે ચોરા જોબનના, હાંહાંરે કે બેઠક મોટાની,
,, કયા ભાઇ બેઠા છે, હાંહાંરે જીવણભાઇ બેઠા છે,
,, હાથેથી પાન આપે, હાંહાંરે કે આપતાં વાર લાગી;
,, કે સોટીઓ સાત મારી, હાંહાંરે કે ટપલા ત્રણ માર્યાં.
,, કે ઢીકા નવ માર્યા, હાંહાંરે કે સાવળા શા મારે,
,, કે નથી વાંક હમારો, હાંહાંરે કે વાંક છે નણદીનો.
હાંહાંરે કે તેણે મને મરાવી.

---

## ગરબી ૨૦ મી ખતરણની.

ખતરીવાડાની ખતરણ લાલ હંબોડારે.
ખતરણ આવી બેઠી ગોખ લાલ હંબોડારે;

તે તો મોડાતીની શોક લાલ હંબોડારે,
બાઈ છાના પેંડા લાવે કે લાલ હંબોડારે.
પેલી ખતરણને ખવરાવે કે લાલ હંબોડારે;
મોઢું લોતી બારીએ બેસી રૂએ કે લાલ હંબોડારે,
એની સાસુ આંસુ લુહે કે લાલ હંબોડારે,
વહુઅર આવડી શી છે પેર લાલ હંબોડારે;
ખતરણ કાલે જાશે લાલ હંબોડારે;
આપણે કરીશું લીલા લેહેર લાલ હંબોડારે;

——(૦)——

## ગરબી ૨૧ મી.

અચકો મચકો કારેલી.

તમને કઇ વહુ ગોરાં ગમશે લાલ અચકો મચકો કારેલી.
અમને રૂખી વહુ ગોરાં ગમશે રાજ. અચકો.
એ ઢીંગણીને શું કરશો રાજ. અચકો.
એ ઢીંગણી કામણગારી રાજ. અચકો.
એને ઉંચી ઉંચી મેડીએ બેસારશું રાજ. અચકો.
એને ટોપલો ધરાણું ચાલશું રાજ અચકો.

## ગરબી ૨૨ મી.

સુણ ચતુરસુજાણ પરનારી શું પ્રીત કદી નવ કીજીએ.
જેણે પ્રીત કરી પરનાર તણી, એને હઇડે ફૂંધળ થાય ઘણી;
એણે કુળની લજ્જા કાંઇ ન ગણી. સુણ. ૧
તમે પહેલા મળશો ફુલીને, ત્યાંર સરવસ લેશે ધુતીને;
પછી રહેશે અંગ ભળુતીને. સુણ. ૨

તમે બેઠા મુંછો મરડીને, તારૂં કાળજું ખાશે કરડીને;
નહી મુકે માંસ આંતરડીને    સુણ. ૩
તને પ્રેમના પ્યાલા પાઇને, તારૂ સરવે લેશે વાહીને;
તને કરશે ખોખું આઇને.    સુણ. ૪
પ્રીતમના સ્વામી છો પ્યારા, તમને ગોપીઓ કરે કાલાવાલા;
તમે દરશન દોને મોરલીવાળા.    સુણ. ૫

——(૦)——

## ગરબી ૨૩ મી.

ગરજી તમને મેં દીઠા ગીરધારી,
મતલબીયા છો મોહન મોરારી.    ગરજી. ટેક.
મનેરે માયા લાગી છે તારી.
મારે મન ઝાંઝી છે મોરારી;
વાલારે મને શા માટે વિસારી.    ગરજી. ૧
પેહેલીરે મને ખબર આવી પડતી,
એની સાથે પ્રીત નહી કરતી;
વાલા તો મને મેલી ગયા રડતી.    ગરજી. ૨
મેં તો રે જાણ્યું કુબજાં તે કુબ હરી,
તેનેરે બાને વાહી મને છારી;
રહીતી હું તો તારા વિશ્વાસે,    ગરજી. ૩
જસોદા કાન તમે કાળા,
ક્યારે બહુ આંખ્યો તણા ચાળા;
તે પર હું તો મોહી છું નંદલાલા,    ગરજી. ૪
હવેરે હરજી ઘણું થયું ગીરધારી,
ક્ષમા કરો ચુક થઇ છે મારી;

થઇને રહી છું દાસી હું તમારી. ગરજી. ૫
પ્રીતમના સ્વામી મને મળીયા;
દુઃખરે મારાં જનમ તણાં ટળીયાં;
ગોપીરે સહુ આનંદથી મળીયાં. ગરજી. ૬

## ગરબી ૨૪ મી.

નહી મેલુંરે નંદના લાલા છેડલો નહી મેલું,
તારે છેડલે ચંપા ચાર કે છેડલો નહી મેલું.
સાત પાંચ ગોપીઓ ટોળે મળીને, વચમાં કાનુડો કાળોરે;
કાળો છે પણ કામણગારો, એની આંખલડીનો ચાળો. છેડ૦ ૧
વાંકી મેલે પાઘડીને, કાને ઝુહાં મોતીરે;
જેનો વર વરણાગીઓ તેની બાયડી હઇડે રોતી. છેડ૦ ૨
કચકડાની ડાબડીને, માંહી ભરી છે મેંશરે,
જેનો વર વરણાગીઓ તેની બાયડી કાળી મેંશ. છેડ૦ ૩
કેળાં પીરસું કાતરીઆને, આંબા પીરસુ ઘોળીરે;
મન ભાવતો મગદળ પીરસુ, પીરસું પુરણપોળી. છેડ૦ ૪
મુંબાઇની ઉંચી નારી ઘોળકડી ધુતારીરે;
નડાયાદનું નાક વઢાણું સોરઠની બલીહારી. છેડ૦ ૫

## ગરબી ૨૫ મી.

કાળજડું મારૂં કોર્યુંરે છેલ છબીલા,
તેં તો ચીતડું મારૂં ચોર્યુંરે રાજ રંગીલા. ટેક.

વાલાજી અમે ગોરી સહુ ગુમાને ભરેલી,
તેં તો સઘળું નાખ્યું ઢોળીરે. છેલ છબીલા. ૧
વાલાજી મારા રીતો તે સ્ત્રી ના પુરૂષને પીડે,
સહુને દમતે હીંડેરે છેલ છબીલા. ૨
વાલાજી નરના મોહની નારીને વાત સાચી,
તુજ આગળ વિદ્યા કાચીરે. છેલ છબીલા. ૩
વાલાજી અબળા આતુર પણ આતુરતા નવ દાખે,
ક્રિડા ભંગ કરી નાખેરે. છેલ છબીલા. ૪
વાલાજી મારા ચીતડાની વાત કહું છું છેલી;
તુજ માટે લજ્યા મેહેલીરે. છેલ છબીલા. ૫
વાલાજી દયાના પ્રભુ મંદીરમાંરે આવો ભાગ્ય મોટું;
સેજડીએ પાય પલોટુરે; છેલ છબીલા. ૬

## ગરબી ૨૬ મી.

મને મળીયા છે મોરારીરે પનઘટ જાતાં,
મારી આંખલડી તો ઠારીરે, પનઘટ જાતાં. ટેક.
વાલાજી મારા ઓચીંતાની આવીરે ગોરી,
જમુનાની તીરે ઓડીરે, પનઘટ જાતાં. ૧
વાલાજી મારા આવી ઉભા છે મારી જોડે.
બેડલીયું મારૂં ફોડેરે પનઘટ જાતાં. ૨
વાલાજી મારા હાર હજારીનો તોડ્યો.
મારો પોંચો સાહીનો મોડ્યોરે પનઘટ જાતાં. ૩
વાલાજી મારી સાસુડી વેર સંતાપે;
નાની નણદી બહુ રંજાડેરે પનઘટ જાતાં. ૪

વાલાજી મારા રવીદાસના છો રંગી,
મારા જનમોજનમના સંગીરે પનઘટ જાતાં. ૫

### ગરબી ૨૭ મી.

અમને છમકતે શું છાંડોરે, છેલ છબીલા
આવડો અમઉપર શું આડોરે; રાજ રંગીલા. ટેક,
વાલાજી મારા ચકટે સંભાળી ચાલો;
ગોવિંદજી ખાશો ગાળોરે છેલ છબીલા. ૧
વાલાજી મારા હેરણીયા આવીને શું હેરો,
કાંઇ રાજ છે કંસ કેરરે છેલ છબીલા. ૨
વાલાજી મારા ચમકતી ચાલે રંગ લાગ્યો;
મારે ભય તો સહુના ભાગ્યોરે છેલ છબીલા, ૩
વાલાજી મહીની મટુકી મારી ફુટે.
કાંઇ મોતન માળા તુટેરે છેલ છબીલા. ૪
વાલાજી તારી આંખ દીસે કામણગારી
તેને મોહી છે વ્રજની નારીરે છેલ છબીલા. ૫
વાલાજી મારા સ્વામી, રવીદાસના સોહાગી
મને પ્રીતી તમારી લાગીરે છેલ છબીલા. ૬

### ગરબી ૨૮ મી.

પાતળીઆ પાલવ મેલોરે, પાયે પડું છું;
છબીલા છેડો મેલોરે, પાય પડું છું ૧
વાલાજી મારા વંદ્રાવન વણજે જાતાં,
શીદ મને ઓડાછોરે પાયે પડું છું. ૨
વાલાજી મારા મહી ઝલકાશે મારૂં.
કોઇ જઇને કહેશે ભુંડુંરે પાયે પડું છું ૩

વાલાજી મારા કામ ઘણું છે ઘેર મારે;
શું રોકો જમુના આરેરે, પાયે પડું છું. ૪
વાલાજી મારા લોક જાણે એનું વારૂં.
અમે સાસુની વહુવારૂરે, પાયે પડું છું ૫
વાલાજી મારા કંથને કપરો જાણો,
કાંઇ સજા દે પરમાણોરે પાયે પડું છું ૬
વાલાજી મારા સ્વામી રવીદાસના સોહાગી;
મને માયા તારી લાગીરે પાયે પડું છું. ૭

## ગરબી ૨૯ મી.

કાંચલડી કંકોડીને વાડકીમાં પાણી
ન્હાનો વર નવડાવા બેઠી સમડી વઇ લઇ તાણી.
લાલ કેમ કરીએ; ટેક.
મારે કરમે કજોડું લાલ કેમ કરીએ.
મારે જુગમાં વગોણું. લાલ કેમ.
મારે સઇયરોમાં મેણું. લાલ કેમ.
ટોપલામાં ઘાલી હું તો, કાકાબળીયા ગઇતી
કાકેબળીયે પુછ્યું તારો શો સગો લાગે. લાલ કેમ.
બાઇજીનો બેટો ને નણદીનો વીરો.
ન્હનો છે પણ કંથ લાલ કેમ.
રોટલા ઘડું ત્યારે ચાણુઈરે માગે;
ધબ લઇને ઢીકો મારે હઇડામાં સાલે. લાલ કેમ.
પાણીડાં જાઉં તારે છેડે વળગ્યો આવે;
ધબ લઇને ઢીકો મારૂ હઇડામાં સાલે. લાલ કેમ.

હાથ પગ દોરડી ને પેટ મોઢુ ગોળી;
ઉકરડે જઇ ક્ળસે બેશી, સમળી પાડે ઢોળી. ભાલ કેમ.

## ગરબી ૩૦ મી.

સોના કેરૂં બેડલું મોહન. રૂપલા ઉંઢાણી હાથે મો.
સરોવર પાણી સંચર્યાં મો. કહાને કાંકર નાંખીઓ. મો.
ઘડો ફુટયો નીર વહી ગયાં મો. વાલા ચોદીશ ચાલ્યાં નીર મો.
સાસુ અમારી ખીજશે મો. નણંદ દેશે ગાળ. મો.
દેરાણી જેઠાણી મારશે મો. વાલા સોક્યનું [illegible] ઘેર સાલ. મો.

## ગરબી ૩૧ મી.

ખેલત કાંકણી ઝળહી ઓ રસીયા.
સોના તે કેરૂં મારૂં બેડલું હો રસીયા, રૂપલા ઉંઢાણી હાથ ખે૦
વાટે જતાં વટેમારગુ હો રસીયા, ભાઇ વીરા ઘડુલો ચડાવ ખે૦
તારો ઘડો તે ગોરી તોછડો હો ર. તું તો મારા ઘરની નાર. ખે૦
તારા સરખા તારા જેરડા હો ર. તે તો મારા બાપના ગુલામ. ખે૦
કેડ મરડીને ઘડો મેં ભર્યો હો ર. તુટી મારા કમખાની કસ. ખે૦
ભાઇરે દરજીડા વીરા વીનવું હો ર. ટાંક મારા કમખાની કસ. ખે૦
ટાંકે ટાંકે મેલ ઘુઘરા હો ર હઇડે લખજે મોર. ખે૦

## ગરબી ૩૨ મી.

જીરે ઝુલવાને આવો રાજ. ટેક.
શ્રી ચંદ્રભાગાજીના બાગમાં જીરે ઝુલવાને.
વારો છો તે વાત આજ બાગમાં જીરે ઝુલ૦ ૧

મળ્યાં રાધકાને ચંદ્રાવળી જીરે — ઝુલ૦
મિસ્લત કરીએ બે એકઠાં મળીયે જીરે — ઝુલ૦ ૨
ત્યાં તો વાડીકામાં હીંડોળો મંગાવીએ જીરે — ઝુલ૦
માંહી પ્રાણજીવન પધરાવીએ જીરે — ઝુલ૦ ૩
ઘમર ઘટા છે ઘણી વૃક્ષની જીરે — ઝુલ૦
ન્યુનતા નથી એક પક્ષની જીરે — ઝુલ૦ ૪
લલીતાનાં વચન સુણી છેલડો જીરે — ઝુલ૦
તત્ક્ષણ પધાર્યા અલબેલડો જીરે — ઝુલ૦ ૫
હીંડોળે બેઠાં છે બંને બેલડી જીરે — ઝુલ૦
ઝુકી ઝુકી ઝુલાવે સાહેલડીરે જીરે — ઝુલ૦ ૬
વીધવીધનાં વાજીંત્ર વેણુ વાય છે જીરે — ઝુલ૦
નાતમ નારી હીંદોળા ગાય છે જીરે — ઝુલ૦ ૭
રસ તણો સમુદ્ર લેરાં ખાય છે જીરે — ઝુલ૦
તેમાં દાસ દયો ગુણ ગાય છે જીરે — ઝુલ૦ ૮

## ગરબી ૩૩ મી. ઊંદરની.

ઊંદર કેર કરે છે રે દુખડાં કોને કહેવા જઇએ,
અમને નીત્ય નડે છે રે ઘરમાં કેમ કરીને રહીએ.
ઘર મધ્યેથી દોડી આવે બીછાના પર બેસે;
પુંછી પુંછી ચાંચવ મારે, ખબર ન તેની રે' છે. — ઊંદર.
ચાર પહોરની રજની માંહે. એક ઘડી નવ જંપે;
નીંદ્રામાંથી જાગી ઝબકી, તવ મારી કાયા કંપે. — ઊંદર.

પોથી પુસ્તક કાપી નાંખ્યાં, બાકી ન રાખ્યું એક;
ઝાલી ઝાલી થાકી ગયો, પાર ન આવ્યો છેક. ઊંદર. ૩
ધોતી પોથી કાપી ખાધી, દોરી કાપી આખી;
અબોટીયું અંગરખુ કાપ્યું, તેનો સુરજ સાખી. ઊંદર. ૪
જળ પીવાનું બોટી ગયા ને, તેલ ઢોળી દીધું;
બરણીમાં બાકી રહ્યું તે, સરવે મળીને પીધું. ઊંદર. ૫
ચુંચુંચુંચું ચીસો પાડી, લીંડી ઝાઝી પાડે:
ઢંઢેરીને હાંકે ત્યારે દોટયો ઝાઝી કાઢે. ઊંદર૦ ૬
ગણપતીની ચોથ કહીએ તે કરતાં નથી ચુકયા:
લસ લસતા લાડુ કરી ઊંદર મામાને મુકયા. ઊંદર૦ ૭
દીવો જો બળતો રાખું તો દીવેટ તાણી જાય:
એમ કરીને ઊંઘી ગયા તો લંકાં જેવું થાય. ઊંદર૦ ૮
જે દીવસના ગામ ગયાતા, તે દીવસના ઘરમાં પડીયા;
કોઠી પેટી કાપી ખાધી, એ રીતે મુને નડીયા. ઊંદર૦ ૯
પાંજરાં મુકી મુકી થાકયો, તોએ ઝાલ્યા નવ છુટે
ખાવાનું ઉઘાડી નાંખી, જાણે ગોળનું ગાડું લુટે. ઊંદર. ૧૦
એ પ્રાણીને શું કરીએ મને રીસ રહી છે વાપી;
માળા મારી ફેરવવાની ગૌમુખી સુદ્ધાં કાપી. ઊંદર. ૧૧
નીત નીત દુખડાં અમને દેછે, કયાં ઘર મેલી જઇએ નાસી;
ભકત પીતાંબર એમ કહે એને મળજો વાઘની માસી ઊંદર. ૧૨

# ભાગ ૧૫ મો.

## ગરબો.

( પુનમની ચંદના—એ રાગ. )

બહેનો પતિવ્રતા નિજ ધર્મ તમે સ્વીકારજોરે
રહેજો પતીસેવામાં હાજર દીન ને રાત;
પામો મુક્તિપદને સુખ ઘણું સંસારમાંરે, ૧
સત્ય વચન સૌ બોલજો નીજ પતી સંગાથ;
સાસુ સસરા સર્વને સાચી કહેજો વાત.
રાખી નમ્રતાને માન થકી બોલાવજોરે;
વર્તી સદગુણથી રાખો સઉને પ્રસન્ન. પામો. ૨
નેત્ર નેહ નવ રાખશો, પરપુરૂષની સાથ,
પીતા પુત્ર ગણી તેહને બોલો સૌ સંગાથ;
ઠઠ્ઠા મશ્કરી કરીને બહુ નવ બોલવુંરે,
વળી એકાંતે નવ કરવો ગુપ્ત વિચાર. પામો. ૩
દાગીના નવ પેખવા નીત જોવું પતી મુખ,
સદગુણમાં રહેજો તમે અક્ષય પામો સુખ;
લડવું ક્ષડવું ને ગુસ્સામાં કદી નવ બોલવુંરે,
રહેવું સંતોષે જે આપ્યું જગદીશ. પામો. ૪
પતીની પ્રકૃતી જો હોય અતીશે આકરીરે,

સંતોષે બુઝવથી સામો ન કરવો કાળ;
હસવું રમવું તે સુખેથી દીન ગુજારવારે,
તેથી થાશે સઉ કુળનું કલ્યાણ. પામો. ૫.
ધન સંપતી વાસના પટકુળ જુદા રંગ;
સર્વ ફોગટ જાણજો, ધરજો સદગુણ રંગ;
મળશે પરમેશ્વર આપે મુક્તીફળ સાતમાંરે,
કહે લક્ષમણ ગણપત, હેતે ધરી મન હોંશ. પામો. ૬.

---

સઈયર સુખકર સંસાર શીયલ ભુષણ સજીએ,
એ વીણ નગુણાં નરનાર, તનમનથી તજીએ;
પર નરનારી પ્રેમ દીપકમાં પડી પતંગ સમાનરે,
સુજશ શરીર સળગાવી મુકે કંઈક નફટ નાદાન—
અવર અખંડીત અંત અનુપમ, નહી મળે એકે નાકરે,
શીયળ વીના એવા સદગુણ સહુ, જેમ સોમલ સંપાક—
વ્યભીચારીને સઉ સંસારી, કરે અધિક ધીક્કારરે,
પરપોળે પકડતાં પડીયા, મહોટા જનને માર—
જાર કર્મથી જેહ જગતમાં કરે કલંકીત કુળરે;
અકલમાં અંગારા ઉડયા, ધર્મ કરમમાં ધુળ—
વેર વીરોધ વધે વ્યભીચારે. નીશ્ચય ધનનો નાશરે;
શિવસુત કેશવ શીયળવંતાના, હેવ સરીખા દાસ.

---

સખીઓ નીજનીજ નીતી ધર્મ સદા સંભાળીઓરે;
પરમ પવિત્ર પતિવ્રતા પટકુળ કરી પરીધાન.
સસરા સાસુ માતા પીતા પીતાની સેવા સાચવોરે;

ભાવ સહીત ભકતીથી નીત ભજીએ ભગવાન;
એવા ઉત્તમ ગુણથી ઉભય સુકુળ અજવાળીએરે ટેક૦
નજરે નજર ન જોડીએ, નાથ વિના નર સાથ;
પર નરને ન આપીએ તાળી હાથો હાથ;
હસવું રમવું એકાંતે બેસવું રે;
પતી વીણુ પતીના સહ મિત્રોની સંગાથ—એ૦
નાથ વિના કરવી નહી, વીનોદ રસની વાત;
વિશ્વ વિરૂદ્ધ ન વર્તવું. ભલે તાત કે ભ્રાત;
સજની ભ્રષ્ટ થવું નહી સુધરી સદ આચારથીરે;
નીરલજ નટખટની સોબત તજવી સુજાત—એ૦
કુષ્ટી કદરૂપ કુબડો, નીરધન નીરબળ કાય,
મતી હીન પતીત પતી મળે એ સતીને સુરસ;
જોડી પગ અંગુઠે દ્રષ્ટી આણુ ઓઢીયેરે,
સુખકર સાચવીયે સો સાથે સંગ સહાય—એ૦
ઊંચે સ્વરે ન ઉચરવું મુકીને મરજાદ;
કુલીન બ્હેન કરવો નહી વડીલથી વીવાદ;
ચંચળ ચાલે ચતુર ચટક મટક નવ ચાલીએરે,
શીવસુત કેશવની શીખામણ અંતર યાદ—એ૦

## વીંછી વિષે ગરબી.

અરર માડીરે છાણાં તે વીણવા ગઇતી. મા૦ વીછુડો
અરર માડીરે સોબત સાહ્યરની થઇતી; મા૦ વી૦
અરર માડીરે છાનો આનો લખાયો. મા૦ વી૦

અરરર માડીરે વાકો વળીને ડંખ માર્યો; મા. વી.
" " નાંસતાં તેને બાળ્યો. મા. વી.
" " આછી લેહેરો આવી; મા. વી.
" " સહીયર તેડી લાવી; મા. વી.
" " સસરાને તેડાવો મા. વી.
" " પડહાને બંધાવો મા. વી.
" " સસરા અહિયાં આવો મા. વી.
" " ગાડી બેસવા લાવો મા. વી.
" " કાળુપુર લઇ ચાલો. મા. વી.
" " વીંછુડો ઉતારવા મા. વી.
" " વીંછુડે વેર વાળ્યાં, મા. વી.
" " હરખ લઇયાના ટાળ્યા મા. વી.
" " ભોજનીયાં ન ભાવે મા. વી.
" " સુતાં નીદ્રા ન આવે. મા. વી.
" " એ મા ઢોલીઆ ઢળાવો, મા. વી.
" " પરણ્યાને બોલાવો મા. વી.
" " શીરોને કંસાર કરાવો. મા. વી.
" " પરણ્યો ઢાંળીઆ ખવરાવે મા. વી.
" " વીંછીની વેદના ભારી મા. વી.
" " દુનીયાં રહી છે હારી. મા. વી,
" " વીતે તે સહુ જાણે. મા. વી.
" " ગાયુ તેરે ટાણે મા. વી.
" " ચકાલાલે ગીત ગાય, મા. વી.
" " ગરબી રસીક ગાઇ. મા. વી.

## માંકણુની ગરબી.

માંકણુ કઇડે છે, માંકણે માંડયો ઉતપાત માંકણુ કઇડે છે;
હવે કોને કહીયે વાત, માંકણુ કઇડે છે;
હવે ક્યાં જઇ રહીએ રાત, માંકણુ કઇડે છે.
માંકણુ ચાંચણુ જુ જતીને માર્યાનું બહુ પાપરે;
અડધી રાતે ભગવંત સમર્યા માંકણુને પરતાપ. માં. ૧
નવી વહુને માંકણુ કઇડયા કઇડયા સારી રાતરે;
ખાટલે પાસાં ઘશી ઘશીને બઇડે પાડી ભાત. માં. ૨
મીયાંભાઇને માંકણુ કઇડયા ચટકે ચડી રીસરે,
ખાટલો ખંખેરવા ફહાડયો ત્યારે ભાંગી નાંખો દસ. માં. ૩
માંકણુ મુવા મસ્તીખોરા આવે લારોલારરે
દીવાનું દીવેલજ ખુટયું, તોય ન આવ્યો પાર. માં. ૪
એકને મુઠી બીજો ઝાલ્યો ત્રીજો નાસી ગયોરે;
ઉતાવળથી ઝાલવા ગઇ તો, દીવો રાણો થયો. માં. ૫
આખી રાત વેણી મુઇ પણુ તોય ન ઓછા થાયરે;
કાંઇ ખાટલાના પઇયામાંને, કાંઇ ભીતોમાં જાય, માં ૬
વેણ્યા વીના વધી જાય, પાછી ન આવે પારરે;
એક જો છતે જીવતો હોય તો તેનો ચાલે વીસ્તાર, માં. ૭
ખાટલા ખંખેરીને તડકે ગોદડા નાંખોરે;
ભીતે જો માંકણુ જતા હોય તો, તે નજરમાં રાખો. માં. ૮

## વાંદરાંની ગરબી.

નવે નગરથી વાંદરોરે આવ્યો,
ડાલાભાઇનું ઘર પુછતોરે આવ્યો;

મોડાતીએ દીધાં માનરે વાંદરાં.
નવરાવી ધોવરાવીને પાટલે બેસાડયો,
આંખજ આંજીને ટીલડો તાણ્યો,
એટલે આવ્યા ડાલાભાઇરે,
ફટ ગધેડી વાંદરો શું ઘાલ્યો,
હું રૂપાળો વાંદરો શું ઘાલ્યો,
હું છોગાળો વાંદરો શું ઘાલ્યો,

---

## ફુવડની ફજેતી.

પાયે પ્રભુને નમી કહું ફુવડના ખેલ સર્વ લોક સાંભળો
કામની કાઢી મેલ જુઓ ફજેતી ફુવેડ નારની.
છે ધોયાની આખડીને, નાંહ્યાનું નેમ;
આ કુભારજા કરમે ભાગી ઘર ચાલે તે કેમ; જુવો ૨
સાસુ દે શીખામણ ત્યારે, સામી લઢવા લાગે;
સમી સાંજે સુવે ત્યારે પોર દીવસે જાગે જુવે. ૩
પોર દહાડે પડી ન ઉઠે ઉભી ન કરે ખાટ;
થાળીઓ એની ઠીકરી જેવી લોટે વળ્યો કાટ. જુવો. ૪
ગોળીઓ બેડે છારીઓ વળી, ખામણે સેવાળ,
ઘરમાં ન વાસીદુ વાળે ગંદાં એનાં બાળ જુવો. ૫
ચોખુ દાતણ ના કરે દાત મેલા ઘાણ;
લોક સર્વે સાંભળો જાઇ ક્યાં કરૂ વખાણ જુવો. ૬
બાર છોકરાંની મા કેવાણી, ચાળતે ન આવડે પાણી
જોવું હોય તો જોઇ લેજો, ચુંદડી વીઆણી; જુવો. ૭

કાચો કરે રોટલો ને, શાક જાણે ખાણુ;
વેંસમા ન મીઠું નાંખે. દાળ મોળી છાણુ જુવો. ૮
રસોઇ કરીને ચોકો ન કરે અખોટ;
ઉંધે માથે ધંટી તાણે, કુતરાં ચાટે લોટ. જુવો. ૯
સાસુની ફજેતી ફુવડ ઘેર ઘેર કરતી;
સાસુ મારી શોકલડી, શા માટે નથી મરતી જુવો. ૧૦
હાથ પગે મેલ વળ્યો અંગ મેલું એનું;
મુખે ભમે માખીઓ, તો કામ ચોખું શેનું જુવો. ૧૧
મેલ ભર્યે ઘાઘરોને સાલ્લો કાળો મેશ
ચોણમાં જુવો પડી જાણે કચરાળી ભેંસ જુવો. ૧૨
ચીડ ભાઝ્યુ ચોટલામાં પડી જુવો લાખ
જે નરે આ નારી વરી તેનુ જીવતર ધીક, જુવો. ૧૩
દુભે સાસુ નણદીને ધણીને દુભે દહાડી
ઓળખો નહી તો ઓળખી લેજો આ ફુબરાજા લાડી જુવો. ૧૪
પુન્ય કરે જ્યાં પાડોશી ત્યાં આડી જીભ વાય;
અભ્યાગત આંગણે દેખી ઘરમાં નાસી જાય; જુઓ. ૧૫
દે શીખામણ સ્વામી ત્યારે કુવે પડવા જાય;
લોકો હરા ચોકમાં ફજેતી એ લુંટાય. જુઓ. ૧૬
મારે ત્યારે દે સરાપ;
જો તને હું જીવન આપુ તો તુંજ મારો બાપ જુઓ. ૧૭
આવી ફુવડ દેખી ધણી, બળેલો બોલે આપ;
શા માટે આડો ન ઉતર્યો પરણવા જતાં સાપ. જુઓ. ૧૮
આમ ફુવડ નાર તણા અવગુણ અધીક;

કેનારને દોષ ન દઇએ કરમે લખ્યા લેખ — જુવો ૧૯

આવી જેને નાર મળી તેને તો સંતાપ;
તે પુરૂષને માથે ભાગી, પાંચે મળીયાં પાપ. — જુવો. ૨૦

નરનારી સૌ સાંભળો, કોઇ માં ધરશો રોશ:
દીકી એવી દાખવી દેશો માં મને દોશ. — જુવો. ૨૧

ચમનલાલ તો સાચું કહે, ડાહ્યાની નજર પુગે;
આ નારથી કુવેડ માથે, શીંગડાં ન ઉગે. — જુવો. ૨૨

# ભાગ ૧૬ મો

## માણીઅરની સાખીઓ

### ગરબી ૧ લી.

મોહોલે પધારો મારા રાજ, માણીયર મોહોલે પધારો;
નારી જુવે છે વાટ, માણી૰ મારો શો છે અપરાધ; માણુ.
એમ રૂદન કરે રાધા નાર. માણીગર. ટેક.

શીશો ભાગ્યો સાંધતાં મન ભાગ્યું કુવેણ;
મોતી માગ્યું વીંધતાં, તેન નહી સાંધો નહી રેણ. મા. ૧

સોનું કરીને સાચવ્યું, કરમે નીકળ્યુ કથીર;
ચીંતામાં ચતુરાંઇ ઘટે, મારાં શોથે સુકાણાં શરીર. મા. ૨

ચંદ્રા તુજને પુજતી, કરતીતી સોમવાર;
ઘડી એક મોટા ઉગજો, મારા પિયુ મીલાવણ હાર મા. ૩

સાહેલી સાગર ઉલટયો રત્ન તણાયાં જાય;
કરમ ફુટ ભરે સુંદડા, તેના શંખલે હાથ ભરાય. મા. ૪

જોબન જાતાં જાણતી, કરતીજ મોઘાં મુલ;
થોડું થોડું રાખતી, જેમ માલણ રાખે ફુલ. મા. ૫

 પ્રીત એસી કીજીએ, જેસો ટંકણખાર;

આપ જલે પર રીઝવે, ભાવ્યાં સાંધે હાડ    આ. ૬
મીત્ર મીત્ર સમકું જગત, તાલી મીત્ર અનેક;
રીષત પડે સો શીર લહે, એવા એતો જગમાં જેવલે એક. આ. ૭

### ગરબી ૨ જી.

માગીસર આવો, મારે મહોલે માગીસર આવો;
વ્હાલા શાને લોચન લલચાવો, મારે મહોલે માગીસર આવો;
ઘણા દીવસની અચાઈ છું જુઠી, તે આજ લઈએ લહાવો.    આ. ૧
ના નવ કહેશો ક્યાં કહો મળશો, નહી આવે અવસર આવો. આ. ૨
મન માની મોજો માણીશું, ફરી તો હવે નહીં ફાંદો.    આ. ૩
જ્યારે ત્યારે પણ હું છું તામારી, શીદને નાથ તલસાવો.    આ. ૪
અધર સુધારસ સુખનો સાગર, આજ પીઓ ને પાઓ.    આ. ૫
રસીક રાય છો દયાના પ્રિતમ, માટે મારો છે દાવો.    આ. ૬

### ગરબી ૩ જી.

વાંસલડી વાજે સાંજે આજ વાંસલડી વાજે.
સ્વામી ભુલી માં ભજે, સાંજે આજ વાંસલડી વાજે.    ટેક.
જે જેમ કરવું હોય તે રીતે, તે તો ગીત વિશે ગાજે.    સાંજે. ૧
કોઇને ના કહેશો કદી કોઈ પુછે તો, સમ ભુમતે આજે. સાંજે. ૨
નંદ જસોદાજી તો છે ભોળાં, તેને વીવેકે વાહાજે.    સાંજે. ૩
આપ તો સદા સુખી છો પણ, આજ સુખ માર દાજે. સાંજે. ૪
મારા દોષ ના વિચારશો વાલમ, દીનબંધુ થાજે.    સાંજે. ૫
દયાના પ્રિતમ જાણી દાસી પોતાની, પ્રેમરસ પુરણ પાજે. સાંજે ૬

### ગરબી ૪ થી.

ફુલી અલબેલી આવ્યા વાહાલો, ફુલી અલબેલી;
વિરહ દુઃખ નાંખ્યું છે રેલી, આવ્યા વ્હાલો ફુલી અલબેલી. ટેક.

શ્યામ સુંદરનું મુખ નીરખી ગોપીકા થઈ ઘેલી, આવ્યા. ૧
વિરહ અગ્ની ઓલાયો અંતરનો, થઇ આનંદની હેલી. આ. ૨
તેમ ફુલી જેમ પામે રંગ, મહા રત્ન મણી પેલી આ. ૩
મહાલક્ષ્મીને દુર્લભ વસ્તુ, તે પ્રેમે થઈ સેહેલી. આ. ૪
દયાના પ્રીતમની સંગે રમતાં, વાધી પ્રેમની વેલી. આ. ૫

**ગરબી ૫ મી.**

ગીરીવરધર ગોપી, રૂપ એક ગીરીવરધર ગોપી;
જેમ પ્રતીબીંબ સંગ રમે બાળક એમ લીલા ઓપી. રૂપ. ૧
કાશીમાં સુઈને શ્રી ગોકુળમાં, પ્રેમવેલ રોપી. રૂપ. ૨
વ્રજવનીતાને વશ થયા વીઠલ, વેદ વચનને લોપી. રૂપ. ૩
શુદ્ધ રીતે પ્રેમરસ ના પીધો, શું થયું પેહેરે ટોપી. રૂપ. ૪
દયા પ્રભુની લલનાએ સુખ મરડ્યું. તેને કામ વાસના કોપી. રૂપ. ૫

---

## સાખીઓ અને શમશાઓ.

ગોકુળીએ લેઇ ચાલ વાલા, ગોકુળથી વંદ્રાવન ગ્રહું;
તે સુજને દેખાડ વાલા, થેઇ થેઇ રાસ રમાડ વાલા,
રાસ રમ્યાના કોડ વાલા, જે જે શ્રી રણછોડ વાલા;
સરસ્વતી માતને વીનવું, ગણપત લાગુ પાય;
અલબેલી અંબા આશ પુરજો, ગુણ શેવક તમારા ગાય, વાલા.
ગોકુળીએ લઇ ચાલ વાલા.
અંબા સુત રીપુ તેડાગર, તાબરખ અસ્વાર;
તા માતા પીતા ભુસણ, તા વેરી સામ જુહાર વાલા,
ગોકુળીએ લઇ ચાલ વાલા. ( ભગવાન

ચંદન ભરી તલાવડી, મોતીડે બાંધી પાળ;
સરોવર પાણી સંચર્યાં, રાધા રાણી પાણીડાંની હાર વાલા,
ગોકુળીએ લઈ ચાલ વાલા. ૩

પત્થર મટી થઈ પ્રેમદા, ભોજન કરતાં ગાય;
અરધું અંગ ફરે ફુદડી, તેનું એઠું સઉકો ખાય વાલા,
ગોકુળીએ લઇ ચાલ વાલા. (ઘંટી) ૪

ડુંગર ઉપર દેવડી, સોની ઘડે સોનાર;
કાનજી ઘડાવે વેળાયાં, રાણી રાધા ઘડાવે હાર વાલા,
ગોકુળીએ લઇ ચાલ વાલા. ૫

પાંચ વેંતની પુતળી, મુખ લોઢાના દંત,
નારી સંગે નીત રમે, તમે ચતુર વીચારો ચિત વાલા;
ગોકુળીએ લઇ ચાલ વાલા. (સાંબેલું) ૬

કુવા ઢાંકણ ઢાંકણુ, ખેતર ઢાંકણુ વાડ;
બાપનું ઢાંકણુ બેટડો, ઘરનું ઢાંકણુ નાર વાલા,
ગોકુળીએ લઇ ચાલ વાલા. ૭

લંક લપેટણુ સીતા હરણ, નહી લંકાપતી રાય;
જીસ કારણ કઉરવ હણ્યા, મોકલાવો મારા નાથ વાલા,
ગોકુળીએ લઇ ચાલ વાલા. (ચીર) ૮

મગ મગ જેવડાં મોતીડાં, આડા અવળાજ વેહ;
જુવા માબાપનાં છોરવાં, તમને આવડો શો સ્નેહ વાલા,
ગોકુળીએ લઈ ચાલ વાલા. ૯

સોપારી જેવડું સારંગડું, તમનો ત્રીજો ભાગ;

એ સારંગડે બે રત્ન ગળ્યાં, એક ધરતીને બીજું આભ વાલા,
  ગોકુળીએ લેઇ ચાલ વાલા; ( આંખની કીકી ) ૧૦
ડુંગર ઉપર દેવડી, ઉપર કળાયલ મોર,
રાજા તારા મેહેલમાં મેતો દીઠું અંધારૂં ઘોર વાલા,
  ગોકુળીએ લઇ ચાલ વાલા, ૧૧
વેંત જેવડી વરખડી ને ઢાલ જેવડું ફુલ,
કાચાં કમળ ઉતરે, વનું પાકે થાયે મુલ વાલા,
  ગોકુળીએ લેઈ ચાલ વાલા. ( કુંભારનો ચાક ) ૧૨
ખંભાતી ગાડાં જોતર્યાં મહી ભર્યું છે હીર;
પીઉજી હોય તો મુલવે મારાં ફાટી ગયાં છે ચીર વાલા.
  ગોકુળીએ લેઇ ચાલ વાલા. ૧૩
નગરમાં નાગી ફરે, વનમાં પહેરે ચીર;
તે તો તમે લાવજો, મારી સગીનણંદના વીર વાલા,
  ગોકળીએ લેઇ ચાલ વાલા. ( સોપારી ) ૧૪
ખંભાતી ગાડાં જોતર્યાં, મહી ભર્યો છે દાંત;
પીઉજી હોય તો મુલવે, મને રાતા ચુડાની ખાંત વાલા,
  ગોકુળીએ લેઇ ચાલ વાલા,
ગાય વીયાણી ગાંદરે, વાછરડું વાડા માંહી,
દોનારી ઝુલે પારણે, તેનાં છોરૂડાં લશ્કરમાંહી વાલા,
  ગોકુળીયે લેઈ ચાલ વાલા. ( બંદુક ) ૧૬
આંબલી થડ ચીકણી, ડુંકાં ડુંકાં પાન;
પેઉજી બેઠા સભામાં, તેને કેમ કરી કરૂં સાન વાલા,
  ગોકુળીએ લેઈ ચાલ વાલા. ૧૭

નારી રીટી નર થયો ગુરા પહેલો ધાય;
આઠ માસ રણ ભોગવી, પછી નારી થઇ ઘેર જાય વાલા,
ગોકુળીયે લેઇ ચાલ વાલા. ( ગોફળનો ગોળો ) ૧૮
પાટણ દીવો પ્રગટીયો, મેશ પડી મેવાડ;
આંજનારી જાણુગઢ વસે, એનો છેલ વસે ગુજરાત વાલા,
ગોકુળીએ લેઈ ચાલ વાલા. ૧૯
પડી પઠી પણ ભાગી નહી, કડકા થયા બે ચાર,
વગર પાંખે ઉડી ગઇ, તેનો ચતુર કરોને વીચાર વાલા;
ગોકુળીએ લેઈ ચાલ વાલા. ( રાત ) ૨૦
આંબો વાવ્યો દક્ષીણ દેશમાં, ઉગ્યો અમદાવાદ;
કાલ્યો ફુલ્યો માળવે, વેડયો ઝાલાવાડ વાલા,
ગોકુળીએ લેઇ ચાલ વાલા. ૨૧
આઠ કડકે નર નીપજ્યો, બે નારી નર ચાર;
તેમાં બે નપુશક વસે, તેમે, તજ્યો ભરથાર વાલા,
ગોકુળીએ લેઇ ચાલ વાલા. ( પલંગ ) ૨૨
તનનાં કરૂં ત્રાજવાં, મનનો કરૂં બજાર;
હૈયાની કરૂં હાટડી, હું તો વણુજ કરૂં વેપાર વાલા.
ગોકુળીએ લેઈ ચાલ વાલા. ૨૩
નારીને તો નર ઘણા, ઝાઝા સાથે છે પ્રીત;
તારી પહેલા નર મરે, તે તો કોના કુળની રીત વાલા,
ગોકુળીએ લેઈ ચાલ વાલા. ૨૪
જળમાં પેસી ઘર કરે, ઝાઝા જળમાં નાળ.
માથું વાઢે મરે નહીં એનો ખાલ ખેંચે જીવ વાલા.
ગોકુળીએ લેઇ ચાલ વાલા. ( ડુંગર ) ૨૫

આંબે રૂએ મોરીઓ, મણુ સોંઘુ રખવાળ;
પેલો પાડોસી પાલશે, મારો પરણ્યો નાનેરૂં બાળ વાલા.
ગોકુળીએ લેઈ ચાલ વાલા. ૨૬

પાણે જન્મી બેટડી, બેટડીએ જન્મ્યો બાપ;
ચતુર નર સમજવા કહો, એતો બેટી ભલા કે બાપ વાલા.
ગોકુળીએ લેઇ ચાલ વાલા. ( આંબલી. ) ૨૭

ઉંચી ગોરી ઉજળી, જળ ભરવાને જાય;
કાંટો વાગ્યો પ્રેમનો, એ તો ઉભી ઝોલાં ખાય વાલા.
ગોકુળીએ લેઈ ચાલ વાલા. ૨૮

હસ્તી ચડણ અઠ રંગણ, વેશ્યા વલ્લભ જેણ;
પેઠ પધારો તેને હાટડે, મોકલવો તેનું તેલ વાલા.
ગોકુળીએ લેઇ ચાલ વાલા. ( સીંદુર ) ૨૯

આસણે વાણું ગેબથી, સંચાળું નાગરવેલ;
પરણ્યો હોય તો પાળજે, નીકર મઠવર વળાવી મેલ.
ગોકુળીએ લેઇ ચાલ વાલા. ૩૦

ત્રણ મુખ ને તેર પગ, સાંભળ ચતુર સુજાણ;
નર ઉપર નારી ચડે, પછી થઈ છે તાણાતાણ વાલા.
ગોકુળીએ લેઇ ચાલ વાલા. ( ફુઝાણું. ) ૩૧

દરીએ મોતી નીપજે, નહિ મોતીનું મુલ;
ભાગ્યો દાણો નહી મળે, એક મોતી ને બીજું મન વાલા,
ગોકુળીએ લેઇ ચાલ વાલા. ૩૨

——(o)——

# ભાગ ૧૭ મો.

## ગરબીઓ.

ચાલ સખી શેલાણી આવ્યો મારા બાગમાંરે—એ રાગ.

તમે વીસરી વીસરી વીસરી રાજ મને બંસી વજાડી.

કાહાના વીસરી. ટેક.

સુને સુદી ગયા બાળે વેશમાંરે,
લીધી સુધી ન લવલેશ. મનો૦ ૧

દાસી જાણીને આવો મારા મહેલમાંરે,
વીના છત્રપતી તો નથી ચેન. મનો૦ ૨

મને નીંદ્રા ન આવે સેહેજે એકલીરે.
બીના બાલમ કટે કૅસે રેન. મનો૦ ૩

મારા જોબનનાં પુર વહી જાય છેરે,
તમે આવી માણો મહારાજ. મનો૦ ૪

કોઇએ ભરમાવી દીધો મારા છેલને જો,
કીધાં ઘાયલ પ્રિતમ તારાં નેણ. મનો૦ ૫

ઓધવ સંદેશો કે'જો મારા શ્યામનેરે,
વહેલા વળે ત્રીભોવન રાજ. મનો૦ ૬

કરજોડી ઓધવ કહે નાથનેરે,
ત્રહે વ્યાકુળ સદા વ્રજનાર. મનો૦ ૭

એવું સુણીને રાજ પધારીયારે,
ગોપી આનંદ ઉર અપાર. મનો૦ ૮

---

મને માયા લગાડી મોહનીરે,
મોહની મોહની, મોહનીરે;

રાજ મને માયા લગાડી મોહનીરે. ટેક.

હું તો હાલું ચાલું ને મને સાંભરેરે,
જોઉં જાઉંરે પ્રીતમ તારી વાટ. મને૦ ૧

વાલો જમુનાંની તીરે એકલોરે,
ત્યાં તો ઓઅલે ભરાડે નીર. મને૦ ૨

મુંબાઇ શહેરનાં તે મોતી વાપર્યાંરે,
તે તો આવ્યાં અમારે દેશ. મને૦ ૩

પાતળીઓ હોય તો મુલવેરે,
અલબેલી દરીયા પાર. મને૦ ૪

કાઠીઆવાડની તે કાંબીઓ વાપરીરે.
તે તો આવી અમારે દેશ. મને૦ ૫

છબીલો હોય તો મુલવેરે,
છોગાળો દરીયા પાર. મને૦ ૬

સુરત શેહેરના સાળુ વાપર્યારે;
ને તો આવ્યા હમારે દેશ. મને૦ ૭

પાતળીઓ હોય તો મુલવેરે;
શામળીઓ દરીઆ પાર. મને૦ ૮

હવે મોહન મથુરાંથી આવીઆરે,
સર્વે વસ્તુની વેરત થાય. મને૦ ૯

તમે નીરદય નહોર નંદલાલ છોરે;
કીધાં ઘાયલ ન લીધી સંભાળ. મને૦ ૧૦

એવું સુણી પ્રીતમ પધારીયારે;
આવી કીધી છે લીલા લહેર. મને૦ ૧૧

## ગરબી દક્ષણી ભાષાની.

( ગોકુળીએ સંઘ ચાલોરે ઓધવરાજ હમને. એ રાગ. )

તુમ્હી મીલાં ગીસર ન એબારે જાદવ નંદકૃષ્ણ;
લબાડ વચન દીધારે જાદવ નંદ, ટેક.
ગોપી વીજોગાચી કોણુધામી સાંગુ;
યાંચાં મી તુમચે પાઇ લાગુરે. જાદવ. ૧
હરીચી વાટ મી અહોનીશ પાહુ;
કૃષ્ણુ વીયોગે કુઠે જાઉરે. જાદવ. ૨
દર્શન દો માલા કૃષ્ણુ મોરારી.
યા મી તુમાવર વારીરે. જાદવ. ૩
લબાડ રાધા તુમી આમચ્યા ખાતા;
સવતીચ્યા ઘરી જાવું ન રહતારે. જાદવ. ૪
સવતીચ્યા ટાંક મીતા પાહ્યાચી નહી;
સત્ય સાગુ અમીસાઇરે. જાદવ ૫
અશે આવડુતી હરી રાધા ઘારી આલે;
ડાહ્યીચે સ્વામી પ્રસન્ન ઝાલેરે. જાદવ. ૬

---

## ગરબીઓ વૃજ ભાષાની.

શામળા હાડી રહું કે ઘર જાવું, હાડી હાડી કુમળાતુંરે;
શામળા હાડી રહું કે ઘર જાવું. ટેક.
કમળી હાડીરે મેંતો તુમારે આંગણીયે;
સાકર માંખણ પાવુંરે. શામળા. ૧
વંદ્રા તે વનની કુંજગલનમાં,

ગોવીંદ પ્રભુના ગુણ ગાવુંરે. શામળા. ૨
જળ જમુનાં મેં પનીયાં ભરન ગઈ;
પેઈ સુરત લપટાવુંરે. શામળા. ૩
સુંદર જળ જમુનાજીકો નીરમળ;
નીત્ય ઉઠી ગંગામાં નહાવુંરે. શામળા. ૪
પુરૂષોતમ પ્રભુકી છબી નીરખત;
ચરણકમળ ચીત લાવુંરે. શામળા. ૫

---

ઝુલીયાઈ માળા કુંજનકે બનમેં,
કુંજનકે બનમે કુંજનકે બનમેં, બંસી બજાઈ મધુબનમેં;
ઝુલીયાઈ માળા. ટેક.
શ્યામકે પાવર મેં તો જોબન બનજાઉંગી
હોશ રહી મનકી મનમેં. ઝુલીયાઈ. ૧
જલ જુમના મેં પનીયા ભરન ગઇ;
ઙર લગી અંગીયા ભીતરમેં. ઝુલીયાઈ. ૨
પુરૂષોતમ પ્રભુકી છબી નીરખત;
મીલે ગરે મોહન બનમે. ઝુલીયાઈ. ૩

---

( છોડી બમનકી અંગીયાકુ અંતર લગાકે ચલી—એ રાગ. )
અપુબાનકી લલી શામળીઆસે નેહા લગાકે ચલી. ટેક.
આવોજી શામળે મેરી લગી, કાંઉ રહો લાવણમેં કમકી બડી.
અપુબાન. ૧
હાથમેં લે ગજરા ગુલાબકી છડી,
પાંઉસે ઝાંઝર બજાવતી ચલી. અપુબાન. ૨

આંખો ભરે સુરમેને સુખમાં ભરે પાન;
છોટીસી ઉમર રાધા બોલતા ગુમાન. બખુભાન. ૩
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધર નાગર;
ગોવાલણીકું મીલ ગયે જુમનાકે તીરે. બખુભાન. ૪

---

મેરો સૈયાં ગુલાબીકો ફુલ, હમારો રંગ કેસરીયાં;
સુનેકા ગડવા ગંગાજલ પાની;
મેરો પીયો ગુલાબીકો ફુલ, પીલાવે રંગ કેસરીયાં, મે૦ ૧
સુનેકી થાલીમેં જમવા પીરોશું;
મેરો જમે ગુલાબીકો ફુલ, પીલાવે રંગ કેસરીયાં. મે૦ ૨
ચુન ચુન કલીયાંમે સેજ બીછાઇ,
મેરો લોટે ગુલાબીકો ફુલ, ઉઠાવે રંગ કેસરીયાં. મે૦ ૩
ચંદનીકી ચાદર ઓઢો મેરે બાલમ,
મેરો ઓઢે ગુલાબીકો ફુલ, ઓઢાવે રંગ કેસરીયાં. મે૦ ૪
બંગેરી પાન જસોદી બીડીયાં,
મેરો ચાવે ગુલાબીકોફુલ, ચવાવે રંગ કેશરીયાં. મે૦ ૫
મોર ભયા ઓર ચીડીયાં બોલી;
મેરો ભાગે ગુલાબીકો ફુલ, ભગાવે રંગ કેશરીયાં. મે૦ ૬

---

## સાખીઓ.

આધા રહો વજરાજ, વારૂં વાલમ તમને
હજેતી આપણ બેની વાત, મારે જાવા દોની હમને. ટેક
સખે સમોસ્સ ચાખીયે, હો સમજુ મહારાજ;

અણુવીચારથી ચાલીએ, એમાં નટવર નવ રહે લાજ. વા. ૧
વાલા છો વરણાગીઆ, શું કંઈ અબળા નાર;
સાસરીયા કેરે ઘણું, એથી નથી નીસરાતું બહાર. વા. ૨
છોકરવાદી નવ કીજીએ વિચારીએ મન માંહ્ય;
રાંડ તજો રસીયા તમે, હવડે આવી ચડશે કોઇ આંહ્ય. વા. ૩
પ્રીત રીત શીખ્યા નથી, ચારી જાણો ગાય;
ચતુર નભાવવો નેહ, એતો કઠણ ઘણેરી થાય. વા. ૪
હરી ભટના હરીનું વચન, હું સમજી ગઇ સહુ પેર;
સમી સંધ્યાએ આવજો, મારી સઇયર કેરે ઘેર. વા. ૭

---

મળીયો મોહન મધુપુર, સઇયર કર્યું અમળ્યું મુજને.
મને ભરવા ન દીધું નીર, શી કહું વાત આજની તુજને. ટેક
રૂપ રસીક ઘણું છેલડું, ચચળ નેન રસાળ;
ચીત મારૂં ચતુરાઇ થકી, આવી ઓચીંતી કીધી આળ સૈ. ૧
મરકલડું કરી પુછીયું, શું છે તમારૂં નામ;
કાલે મળજો માનની, મારે તમ સંગાથે છે કામ, સૈ, ૨
કરી હસવું અબા વન ભણી, વાંસલડી છે હાથ;
વ્યાકુળ બની વનમાં ફરૂં અમને મળવા થઇ આશ. સૈ ૩
તું તેને જાઇ ઓળખે, મારે મને દેખાડ;
નીકર મારો જીવ જશે, તારે જીવાડવી હોય તો જીવાડ. સૈ ૪
હરી ભટનો હરી વશી રહ્યો હૈડે હૈડે ભરપુર;
ગોવીંદજી ઠગી ગયો, એના સરખો નહી કો ચતુર. સૈ. ૫

# ભાગ ૧૮ મો.

## ગરબી–સખીઓની,

આ મારી રંગ રંગીલી સેજ, સ્વામીજી નીદ્રા કરોને;
સારૂં જોબન બાળેવેશ મારા સ્વામી નીદ્રા કરોને.
મારા છુટા છે શીરના કેશ સ્વામીજી મારા;
તમે ક્યા લાવેસ બરવેશ મારા સ્વામી. ટેક

તે કારણ તું સાંભરે, મને પહાડામાં કઇ વાર;
વાદળ ઝબકે વીજળી. જે વીરહ ઝબકે તલવાર મારા ૧

સજ્જન એસો કીજીએ, જ્યામે ગુણ બત્રીશ;
ભીડ પડે આગે નહી દેવેજ આપનો શીશ. મારા. ૨

સ્નેહી સ્નેહ બતાવીને સુખ હરી લે સાર;
વહાલાં વેરી જ્યાં થયાં, હવે સાહા તે કોણ કરનાર. મારા. ૩

સુખ માટે સોબત કરી, નીવડી દુઃખ દેનાર.
દમ્ય દેઇ વસ્તુ વ્હોરીએ, જાય સાથ્ન જીવ હરનાર. મારા. ૪

તમો ગયે મારૂં ગયું, આ તનડાનું ભાન;
ઝાઝું આથી શું કહુ, સ્નેહી વણ સમશાન. મારા. ૫

ચીતડે ચીતવન એકનું. ચરચર કરવું નિત્ય;
વ્હાલાં છેક નમેરડા. શાએ નહી જ્યાં પ્રત, મારા. ૬

સોળ વરસની સુંદરી, પીઉ ગયા પરદેશ;
તે અબળા સંતાપે ઘણું, જેનુ જોબન બાળે વેશ, મારા. ૭

સજ્જન તેરે કારણે ગુ કર્યો સબ શરીર;
પાપી નેન સુકત નહી, તેમાં ભરભર આવે નીર. મારા. ૮

પંખી હક તો ઉડ ચલુ, પડી ન રાખું ધીર;
જ્યું જ્યું સજ્જન સાંભરે, તીર તીર લાગે તીર. મારાં ૯

સજ્જન તુમ મત જાણીઓ, તુમ બીસરે મોય ચેન;
દાઝે બનકી લાકડી, તે તો સીલગત હે દીન રેન  મારા, ૧૦
હરે તમારા, સુપનાં, દરશનની રાખું આશ,
માટે મળવા આવજો, દીલમાં રાખી ઉલાસ.  મારા. ૧૧
તારી પાસે પ્રીત તે, તું જાણે કે હુંય;
અરર અમસ્તા એથકી, કહેશે કે થયું શુંય.  મારા, ૧૨
માટે મારા મનની, મનમાં સમજી રહું;
કાંય કુવાની કુપમાં, જેમ સમાય છે સહુ.  મારા. ૧૩
એવું સુણી પ્રીતમ આવીયા, દીધુ આલીગન;
આનંદ રસ ત્યાં ઉછળ્યો, પોઢયા બેઊ પલંગ  મારા. ૧૪

---

## લાવણી ૧ લી

હે નાથ મહારો હાથ કેમ ઝાલો છો,
શું વાંકા વાંકા વિઠલ કેમ ચાલો છો,
મારે માથે મહીનું માટ ખોટી નહી થાઉ,
નહી આપું દધીનું દાણુ સમ હું ખાઉં;
માટે વીઠલ કહું છું વાત વેગળા રહેજો.
કાંઇ કહેવું હોય તો અળગા રહીને કેજો
તમે મનના માન્યા મોહન મન માહો છો,
શું વાંકા વાંકા વીઠલ કેમ ચાલો છો.
અણીયાળી તારી આંખ ભ્રંકુટી ભારી,
મોહીત કરે છે વજને વાંસળી તારી;
પણ હું નહી તેવી સમજી લેજો વાલા.

નહી સરે અર્થ અહીં કાંઈ નંદલાલ
જેવા પોતે તેવા સહુને જાણો છો,
શું વાંકા વાંકા વિઠલ કેમ ચાલો છો.
મુકોને પાલવ ફાટે ચુંદડી મારી,
ફુંટશે મહીનું માટ ઘેલા ગીરધારી;
કોમળ આ મારો કર મરડાઈ જાશે,
નંદાશે બીલોરી છંદ જાન બહુ થાશે;
ગોરસ માટપર હાથ કેમ ડાલો છો.
શું વાંકા વાંકા વિઠલ ચાલો છો.
તુટશે ચોળીની કસ વાગસે વાલા,
મરડાશે બાવડી મારી નંદના લાલા,
તને નિર્લજને શી લાજ હું તો લાજું છું
કોઇ દેખે દુરીજન લોક તેથી ભાગુ છું;
સ્વામી ગોરધનના પ્રીતે ડોલો છો,
શું વાંકા વાંકા વિઠલ કેમ ચાલો છો.

## લાવણી ૨ ૭.

કીરતાર કહે હો નાર વાત સાંભળજે,
આપને દહીંનું દાણ પછી પરવરજે.
બહુ દેખી તારા જેવી નાર ઠગારી,
આવી સમજાના આંખે કાજળ સારી;
વળી ટીલડી કીધી ભાલ ગાલપર ટબકી.
ગાલામે મોહનમાળા કાળી કંચકી;

શ્રીકૃષ્ણ કહે તું કહ્યું મારૂં કરજે.
આપી દધીનું દાણ પછી પરવરજે.
હું તોડું હાર હવે ગળાનો તારો,
જુમનાના ઘાટપરે દાવો દાણનો મારો.
તે કારણ નારી અહી તારાં લુટીશું,
આ રૂપ રંગને જોબનનો રસ લઇશું,
તે પછી રાધીકા કરવું હોય તે કરજે,
આપીને દધીનું દાણ પછી પરવરજે,
તારૂં મુખડું જોઇને મન હરખે છે મારૂં,
ફુલીરે છબીલી નાર માટ ઉતારૂં,
એસોને શીતળ છાંય અંગ છે સારો.
મેળાપ થશે આ વનમાં તારો મારો,
ગુજ શીખ આપે શ્રીકૃષ્ણ કાનપર ધરજે.
આપીને દધીનું દાણ પછી પરવરજે.
ગુલાબી રંગનો સાળુ કસબી કોરે.
તુજ કટી સિંહના સરખી ચીતડું ચોરે,
પાએ નેપુરને ચોળી રંગ ઘેરી છે,
અણિયાળી તારી આંખ ઝાઝી ઝેરી છે.
કહે ગોવરધનના નાથ વાત સાંભળજે,
આપીને દધીનું દાણ પછી પરવરજે.

### લાવણી ૩ જી.

એવું સુણી રીસથી બોલી બ્રીજની બાળા,
ચાલોને પાધરા મુકી મનના ચાળા.
મારે જાય સાથ સહીયરનો મુકી દેજો,

નવ કરો આળ પાંસરા રહેજો,
ફુટશે મહીનું માટ દધી ઢોળાશે,
મારી મોહન નવરંગ સાડી ભીંજાશે.
મને ડર લાગે દુરીજનનો કાનજી કાળા,
ચાલોને પાધરા મુકી મનના ચાળા,
જાણીને વાત આ નણુદલ મારી નડશે.
સાસુના આગળ સાચાં જુઠાં કરશે.
મારી સાસુ દેશે ગાળ આળ ચઢાવે,
પરણ્યાને કહીને માર મુને ખવરાવે,
હું કહું છું એટલા માટે મોરલીવાળા;
ચાલોને પાધરા મુકી મનના ચાળા,
વળી જોર કરે જુગજીવન અહીં નવ ચાલે.
કરો છો ઢોંગ ધુત્યાનો કોઈ નવ આવે.
મેં જાણ્યું તારૂં જોર ઢોર ચારીને,
કાઢ્યું છે મોટું નામ મામી મારીને,
ફરતા વનમાં તમે ઓઢી કામળી કાળા,
ચાલોને પાધરા મુકી મનના ચાળા.
શું સમજે રસ ગોરસનો લેવા કાના,
નાનડીઆ નંદના બેસો છાનામાના,
હું સાંખી રહી છું ભોલી બાળક જાણી,
કો મળશે માથાની નાર કાનુડા દાણી,
કહે ગોવર્ધનના નાથ મોરલીવાળા,
ચાલોને પાધરા મુકીને મનના ચાળા.

## લાવણી ૪ થી.

મેં જાણી તારી વાત છબીલી નારી
જાવું છે ચોરીને દાણુ બડી ધુતારી
નણદલ જો દેશે ગાળ સાસુ લડશે તો
શું જાશે મારૂં હો નાર એમ કરશે તો
તુટશે હાર હઇયાનો માટ નંદાશે
તો કહેને કામણગારી મને શું થાશે.
હું દાણુ લીધા વીણ નહી જાવા દઉં નારી
જાવું છે ચોરીને દાણુ બડી ધુતારી
મેણાની દેનારી નારી તુજને દેખી
ઓછી તું જાત આહીરની અમને પેખી
છાકેલી છેલ તું ભરેલ મદની માતી
બોલે છે ચપળા બોલ નથી લજવાતી
હું વાત જાણું છું સરવે અબળા તારી,
જાવું છે ચોરીને દાણુ બડી ધુતારી.
શું છેટે નારી કેમ તું નાસે છે
આ નાનકડાને દેખી કેમ ત્રાસે છે
કહે કૃષ્ણ કામની આવ કષ્ટ તુજ કાપું
જે સુખમાંથી માગે તે લાવી આપુ
અહીં બેસો રામ રંગ મચ્યો છે ભારી
જાવું છે ચોરી ને દાણુ બડી ધુતારી
કાનાએ કામની જેમ તેમ સમજાવી:
ઉતારી માટ ગોરસનું પાસ બોલાવી.
હળી મળી પ્રીતથી બેઠાં રંગ રમવાને.

વળી નાંખ્યો ચળાપર હાથ દખી જપવારે
કહે ગોરધનના નાથે રમાડી નારી
જાવું છે ચોરીને દાણ બડી ધુતારી.

# ભાગ ૧૯ મો

## લગનમાં ગવાતાં ગીતો.

### ગીત ૧ લું કંકોત્રી.

કંકુ છાંટી કંકોતરી મોકલે ક્રોડ કાવે સુભદ્રા બેન
વીરા વહેલા આવજો.

દેવ દુંદાળાને લાવજો એ છે પારવતીનો પુત્ર વીરા૦
શ્રીકૃષ્ણ બળદેવ એ બાંધવા પવિત્ર પીતા વાસુદેવ વીરા૦
પાંચ પાંડવ તે દાસ તમતણા હરનીશ જપે તમારૂં નામ. વીરા૦
જકત જનેતા દેવકીણી રોયના અંજના દેવી તમારાં માત
વીરા વહેલા આવજો૦

ભત્રીજા બલા ભાવતા તમ આવે થશે સુખચેન
વીરા વહેલા આવજો૦

રાણી રૂકમણીને રેવંતી સતભામાને જાંબુવંતી
વીરા વહેલા આવજો૦

ભીડભંજન તમારી ભાભીઓ સોળ શહસ્ત્ર એકસોને આઠ
વીરા વહેલા આવજો૦
કંથ જેઠ દીયરીઆને કોડ ઘણાં ભાઈ ભવતારણ ભગવાન વીરા૦
સાથે જાદવ સઘળાને લાવજો બીજી ઉત્તમ વરણ અનેક વીરા૦
વેદ વાંચતા વિપ્રને લાવજો બીજો સર્વ કુટુંબ પરીવાર. વીરા૦
થોડું લખ્યું ઝુણું કરી વાંચજો પ્રભુ નોંધારાના આધાર વીરા૦
ત્રિતીદ્રષ્ટેરે વહેલા પધારજો શેષનાગ ન પામે પાર. વીરા૦

## ગીત ૨–જું જાગનું

વાડીમાં રેલછેલ મોગરો
મને આપોરે માતારે કોદાળી,
હું તો મોગરો રોપવા રંનાદેવ.
મને આપોરે માતા ઘડુલો
હું તો મોગરો સીંચવા જાઉંરે રંનાદેવ. વાડી૦
મને આપોરે માતા ટોપલી.
હું તો મોગરો વેડવા જાઉંરે રંનાદેવ વાડી૦

## ગીત ૩ જું.

પાને ફુલ ભરાવી છે છાબ અગરચંદન ભર્યો ઓરડારે.
જમાડોરે વહુ નવીનાં કંથ રાણી રાંદેલને કરે આરતીરે.
આરતી અવસર હોયરે રંનાદેવ પહેલાક, પોહોરની આરતીરે

પાન ફુલે ભરાવી છે છાબ તો અગરચંદનના ભર્યા ઓરડારે
જગાડોરે વહુ નવી વહુના કંથ રાણી રાંદેલને કરે આરતીરે
આરતી અવસરે હોયરે રંનાદેવ બીજા પહોરની આરતીરે.
પાન ફુલે ભરાવી છે છાબ તો અગરચંદનના ભર્યા ઓરડારે
જગાડોરે વહુ નવી વહુના કંથ રાણી રાંદેલને કરે આરતીરે
આરતી અવસરે હોયરે રંનાદેવ ત્રીસરા પહોરની આરતીરે
પાન ફુલે ભરાવી છાબ તો અગરચંદનના ભર્યા ઓરડારે
જગાડેરે નવી વહુના કંથ રાણી રાંદેલને કરે આરતીરે
આરતી અવસરે હોયરે રંનાદેવ ચોથલા પહોરની આરતીરે

## ગીત ૪ થું

ડુંગર ઉપર ઉગ્યા વાંસ એરે વાસનો વીંજણલોરે ઘડાયો
માણેક મોતી ને હીરલે જડીઓ એરે વીંજણલો આદીત ઢળીયો
હરખ્યારે આદીત પુછેરે વાત કહો રાણી રાંદેલ કયાં હોઠ્યા ઘાટ
નથુભાઇને ઘેર જગીઆરે જાગ વહુરે નવી વહુંરે ઓરડા ઘાટ
ઘાટ ઓરાડીને લાગ્યા પાય ભલેરે પધાર્યો રાણી રાંદેલ માય.
ઉઠયારે રાંદેલ દેરે આશીશ જીવો નથુભાઇ ક્રોડ વરીશ
કરોડ તે ઉતર હોયરે પંચાશ, આશા પુરીરે એનાં કુટુંબ પરીવાર

## ગીત ૫ મું

કરોડ ઉતર હોયરે પચાસ આશાપુરારે એના કુટુંબ પરીવાર.
મારેરે આંગણે કુઇરે ચણાવો ગુડણ સમાણા પાણીરે રંનાદેવ

ચાટડીયાળાં નાવારે બેઠાં આદિલની ઘરનારરે રંનાદેવ.
સોઇ રંગ સોઇ રંગ લાલ કસુંબો, મથુરામાં મોંઘો વેચાયરે રંનાદેવ.
કેળાં કાતળીયાં ને આંબા પાતળીયા ખડખુચાં છોલાયરે રંનાદેવ.
મારેરે આંગણે કુઇરે ચણાવો ઘુંઘટ સમાણું પાણીરે રંનાદેવ.
ચાટડીયાળાં નાવારે બેઠાં નથુભાઈની ઘરનારરે રંનાદેવ.
સોઇ રંગ સોઇ રંગ લાલ કસુંબો મથુરામાં મોંઘો વેચાયરે રંનાદેવ.
કેળાં કાતળીયાં આંબા પાતળીયા ખડખુચાં છોલાયરે રંનાદેવ.

---

## ગીત ૬ ઠું.

પેલોરે પોઠી કંકુએ ભરીઓ
જઈ રાણી રંદેલ આગળ ધરીઓ.
માવડીઓ બાગોને મેણલારે
હું વણજારી દાસ તમારી
નવ લાખ પોઠી શ્રીફળે ભરીઓ
જઇ રાણી રંદેલ આગળ ધરીઓ માવડી હું વના ન મા
ત્રીજોરે પોઠી ખારેકે ભરીઓ
જઇ રાણી રંદેલ આગળ ધરીઓ માવડી હું વના ન મા
સાથેરે પોઠી કોપરે ભરીઓ
જઇ રાણી રંદેલ આગળ ધરીઓ માવડી હું વના ન મા
વેચી ન જાણું સાટી ન જાણું
નવ લાખ પોઠી એકલડી હંકારૂં

## ગીત ૭ મું.

સમીરે સંધ્યાએ નીસર્યાં દેવ ક્યાં જઈ વસશો ૧
વસીશું તે આંબા આંબલી વસીશું સરોવરની પાળે ૨
વસીશું તે નથુભાઇને ગોરડે જે મીઠાં બોલી નાર ૩
મીઠાં બોલે ને મન મીસે લળી લાગે છે પાએ ૪
પાયે લાગીને શું માગીયાં માગ્યાં વણીવનાં લાજ ૫
અખંડ એવાતન ચારડી માગ્યા પુત્ર પરીવાર ૬

---

## ગીત ૮ મું.

રાંદેલ માનો રહરોગે સોરંભતો પુજા કોણે કરીરે ૧
નથુભાઇનીરે ઘેર નવી વહુ તો રાંદેલ પુજા તેણે કરી ૨

---

## માંડવાનું ગીત ૯ મું.

મારો માંડવો મોમરે છાયોને નેત્ર ઓછાડીઓરે
મારે માંડવે કેળાનો થંભ આ શો રૂડો માંડવોરે
મારે માંડવે કોણ કોણ આવ્યું ને કોણ આવશેરે
હું તો જોઉં મારા હીરા ભાઇની વાટ જેને આવે રંગ રહેશેરે
મારે માંડવે મોતીલાલ આવ્યા હરીલાલ આવશેરે
હું તો જોઉં મારા માણેકલાલની વાટ જેને આવે રંગ રહેશેરે
મારે માંડવે કેઇ વહુ આવ્યા કેઇ વહું આવશેરે
હુંતો જોઉં મારી કેઈ વહુની વાટ જેને આવે રંગ રહેશેરે.

મારે માંડવડે અંબાવડુ આવ્યાં જીવડોર વહુ આવશેરે
હુંતો જોઉં મારી ઇચ્છા વહુની વાટ, જેને આવે રંગ રહેશેરે.

## ગીત ૧૦ મું.

ઉંચા મંડપ મોઝરે રચાવો, મેંતો કોડે પગરણુ માંડીઆંરે.
મંડપ ઉપર જાજમે પથરાવો, મેંતો કોડે પગરણુ માંડીઆંરે.
જાજમ ઉપર બાજીઓ ઢળાવો, મેંતો કોડે પગરણુ માંડીઆંરે;
બાજઠ ઉપર બાજીઓ ઢળાવો, મેંતો કોડે પગરણુ માંડીઆંરે,
બાજી ઉપર પરબાજીના પાસા, મેંતો કોડે પગરણુ માંડીઆંરે;
રમસે રમશે રાજપીપળાના રાજા; મેંતો કોડે પગરણુ માંડીઆંરે.
સામા રમશે નાનાભાઇ દેસાઇ, મેંતો કોડે પગરણુ માંડીઆંરે.
હાર્યા હાર્યા રાજપીપળાના રાજા મેંતો કોડે પગરણુ માંડીઆંરે
જીત્યા જીત્યા નાનાભાઇ દેસાઇ મેંતો કોડે પગરણુ માંડીઆંરે;
જીત્યા ઉપર નોબતો બજાવે મેંતો કોડે પગરણુ માંડીઆંરે.
હાર્યા ઉપર ગધેડાં લુકાવો મેંતો કોડે પગરણુ માંડીઆંરે;

## ગીત ૧૧ મું.

સૂરજ ઉગ્યો કેવડીયાની ઝણુમે કે વ્હાણેલાં ભલે વાયાંરે;
સુતા જાગોરે વસુદેવના નંદ કે વ્હાણેલાં ભલે વાયાંરે.
તમ જાગેરે જાગે સહુ દેવ કે વ્હાણેલાં ભલે વાયાંરે;
લેજો લેજોરે પીતાંબરને છોટો કે વ્હાણેલાં ભલે વાયાંરે:
દાતણુ કરજોરે તુળશીને ક્યારે કે વ્હાણેલાં ભલે વાયાંરે.
મુખ લોજોરે પામરીઓ છેડે કે વ્હાણેલાં ભલે વાયાંરે

નામ લેજોરે શ્રી રામનાં નામ કે વ્હાણેલાં ભલે વાયાંરે
સુરજ ઉગ્યોરે કેવડીયાની કણસે કે વ્હાણેલાં ભલે વાયાંરે
સુતા જાગોરે પારવતી વહુના કંથ કે વ્હાણલાં ભલે વાયાંરે
તમ જાગેરે જાગે સહુ ઠેઠ કે વ્હાણલાં ભલે વાયાંરે,
લેજો લેજોરે અથવાના લોટા કે વ્હાણેલાં ભલે વાયાંરે
દાતણ કરજોરે ઉકરડાની ટોચ કે વ્હાણેલાં ભલે વાયાંરે
સુખ લેજોરે મશોતાને છેડે વ્હાણેલાં ભલે વાયાંરે
નામ લેજોરે તમારા બાપનું કે વ્હાણેલાં ભલે વાયારે

## ગીત ૧૨ મું.

કોણે મારાં આંગણાં સમરીયાંરે,
કોણે પુર્યાં મોતી કેરા ચોક મારા આંગણાં રળીઆમણાંરે
કોણે મારા સામા તોડા ઘોળીયારે
કોણે લખીયા હંસને મોર મારા તોડા રળીઆમણારે
ડાહ્યાભાઇએ આંગણાં સમારીયાંરે
મોતી બહેને પુર્યા મોતીચોક મારાં આંગણાં રળીઆમણાંરે
લલુભાઇએ સામા તોડા ઘોળીયારે
સુરી બ્હેને લખીયા હંસને મોર, મારા તોડા રળીઆમણારે

---

## ગીત ૧૩ મું.

આવો માણસ બેસો બેસણેરે.
કહો તમારી વાડીયોનું મુલ, માલણ રાણી એમ ભણેરે;
લાખ બે લાખે મારો મોગરોરે.
અધ લાખે ચાંપલીઆનો છોડ. માલણ રાણી૦

લાખ ખરચીને લોને લાલજીરે,
લાડકડારે મુળીયાજીને કાજ. માલણ રાણી૦

## ગીત ૧૪ મું.

હાંરે લીલુડા વાંસ વઢાવો તેની રતન ગોપલીઓ મઢાવો,
ગોપલી મોતીલાલના હાથમાં આપો;
મોતીલાલ ધાંચો થઇ ઘેર આવે,
મારી ગંગાબ્હેનને ન ભાવે.
સ્વામી કયાં લાગી આવડી વાર,
ગોરી તારે મઇયર ગરગણુ માંડયાં;
પાછલી રાતનાં દળણાં દળાવ્યાં,
પરોઢીયામાં પાણી ભરાવ્યા.
વહાણે વાએ વાસીદાં વળાવ્યાં,
ખરે બપોરે બણુગાં ફુંકાવ્યાં.

## ગીત ૧૫ મું.

ઉગતા સુરજની રજ ખરીરે;
એનીયે રજેરે કાંઇ શ્રીષ્ણ ઘડીયારે. ૧
અતી ગોરારે અતી રૂટડારે;
હુંતો તમને પુછું મારાં દેવકીજી વણુજારારે ૨
તમે કેમ શ્રીકૃષ્ણે જોઇયારે
ઘડીએ બે ઘડીએ ઘડીયાલડા વાગેરે ૩
પ્હોરે બે પ્હોરે જશ આરતીરે
આરતડીરે કરો દેવકીજીની કુખરે ૪
જેની કુખે શ્રીકૃષ્ણ જાઇયા રે

ઓરડીએ ઉભા ને પરસાળે અજવાળાંરે
કુળને અજવાળ્યાંરે વાસુદેવ તણાંરે. ૫
ઉગતા સુરજની રજ ખરીરે;
એની રજે કંઇ સુજીયાજી ઘડીયારે. ૬
અતી ગોર ગોરારે અતી રુડડારે;
હુંતો તમને પુછું મારાં રૂક્ષમણી વણુજારાં. ૭
તમે કેમ સુજીયાજી જાઇયારે;
ચડીએ એ ઘડીએ ઘડીયાળાં વાગેરે
પહોરે બે પહોરેરે જસ આરતીરે. ૮
આરતડીરે કરો રૂક્ષમણીની કુખેરે;
જેની કુખે સુજીવાજી જાઇયારે. ૯
ઓરડીએ ઉભાને પરસાળે અજવાળાંરે
કુળને અજવાળ્યાંરે વાસુદેવ તણાં ૧૦

---

ઊંચી ઊંચી મેડી મારાં ઘરરે વીરાતાં તો પાડોશ
નણદી વચેરે ૧

વીરાની મેડીએ રૂડા કાચ ઢળાવું
ત્યારે ઢળ્યો તો ભમર ઢોલીઓરે ૨
ત્યાં ચડી પોઢે મારો માડીનો જાયો
તો વાએ ઢોળેરે ભાભી રુડડીરે ૩
તો વાએ ઢોળંતા ભાભી ગોઠડીએ ગોઠ્યાં
તે નણદીને પાડોશે ન રાખીએરે. ૪
દીઠું અણદીઠું નણદી સરવસ્વ માગે
તો નીત્ય ઉઠીને ક્યાંથી આપીએરે ૫

ઘરની ધણીઆણી તમે એવું શું બોલો
તો બ્હેન વિનાં વીવાહ કોણ મહાલશેરે ૫

સાત સોપારી મારી પાડોશણને આપું
તો તે મારે અહીંયાં મહાલશેરે ૬

ઘરનીધણીઆણી તમે એવું શું બોલો
તો બહેન વીના ગણેશ કોણ પુજશેરે ૭

ચોખાને લાડુ મારી ગોરાણીને આપું
તો તે મારે ગણેશ પુજશેરે ૮

ઘરની વહુઆરૂ તમે પાણીડાં જાઓ
તો જમવાને બેસે મારાં બેનડીરે ૯

ઘરની વહુઆરૂ તમે પાણીડા જાઓ
તો બારીએને બેસે મારા બેનડીરે ૧૦

ઘરની વહુઆરૂ તમે હેરાને ફેરા
તો પકવાનને ઓરેડે મારી બેનડીરે ૧૧

ખાસડું ખંખેરૂ ગોરી ધણીએક આવે
તે રૂપઇયા ઉછાળે બેની ના મળેરે. ૧૨.

માતાના જાયા તુને દેઉંરે આશીષ
તો સાતને દીકરે હીંડજો મલપતારે ૧૩

વહેવણની જોઈ તુને દેઉં આશીષ
તો સાતેને શોકે આંસુ ઢાળજેરે ૧૪

# ભાગ ૨૦ મો.

## ગણેશનું ગીત.

ગણેશ પાટ બેસાડીએ ભલાં નીપજે પકવાન,
સગાં સંબંધી તેડીએ જો પુજ્યા હોય મોરાર;
જેને તે આંગણે પીંપળો તેનો તે ધન્ય અવતાર;
સાંજે સવારે પુજીએ જો પુજ્યા હોય મોરાર;
જેને પેટ ચાર દીકરા તેનો તે ધન્ય અવતાર;
ચારે વહુઓ પાએ પડે જો પુજ્યા હોય મોરાર;
જેને પેટે ચાર દીકરી તેનો ધન્ય અવતાર
સાંચ્યાં સુંચ્યાં ધન વાવરે જો પુજ્યા હોય મોરાર,
માંકડીઆળી મારી જોટડી બાંધી તે ઘરને બહાર;
સાંજે સવારે શેડ કાઢીએ જો પુજ્યા હોય મોરાર
રાતો ચુડો મારો રંગ ભર્યો ફોરો તે કમખો હાથ
ઘરચોળે ઘેડ ભાગીએ જો પુજ્યા હોય મોરાર
કાહા તે ઘઉંની રોટલા ગળગળીઓ કંસાર
ભેગાં બેસીને આરોગીએ જો પુજ્યા હોય મોરાર

---

## ગીત ૧૮ મું.

પીઠી પીઠી ચોળેરે પીતરાણીરે;
પેહેલી પીઠી ચડશેરે મારા જીયાંવરને.
ઉતરની ચડશેરે પેલી છોડીને;
પાકાં તેલ ચડશેરે મારા જીયા વરને
કાચાં તેલ ચડશેરે પેલી છોડીને

પડતી ફેરી ખાશેરે મારો જીવાજી;
ગોટલાને ચુસસેરે પેલી છોડીરે

## ગીત ૧૯ મું.

ઉકરડી નુતરતાં વનમાળીરે,
જડીઓ છે સોનાનો ખુરો કે ગુજરમાળીરે;
તેની ઘડાવેશ કોટડી વનમાળીરે,
સોવરાવેશ જમણા કાને કે ગુજરમાળીરે;
ઉકરડી નુતરતાં વનમાળીરે,
જડીઓ છે લોઢાનો ખુરો કે ગુજરમાળીરે;
તેનો ઘડાવેશ દીવડો વનમાળીરે,
સોવરાવેશ જમણે હાથેરે ગુજરમાળીરે.

## ગીત ૨૦ મું.

ઉંડોને કુવો જળ ભર્યોરે ઇંટ વળ્યો શેવાળ;
આથમણી ડગમગેરે.
હું તમને પુછું રતીવહુરે, કેમરે ફુલચંદભાઇ દુબળારે.
રાતે રમે રાણો સોગટેરે; દહાડે દેસાઇઓનો સાથ.
આથમણી ડગમગેરે

## ગીત ૨૧ મું.

પાંચ વાનાનો લાડવો વનમાળીરે.
પીરસ્યો છે ઇચ્છાવહુને ભાણે કે ગુજરમાળીરે,
જમતાં મનસુખભાઇ સાંભર્યાં વનમાળીરે,
ચાલ્યો છે કાગળીઆંચ કે ગુજરમાળીરે.

ભરી સભામાં પડી ગયો વનમાળીરે;
ગયેડી થઈ છે ફક્ત કે ગુજરમાળીરે.

## ગીત ૨૨ મું.

જીરે આજ મેં તો અડદા પર્વત નોતર્યાંરે,
અડદા તમે તો મારે પાપડ વણવા જોગ.
મારે સજન મેળાવો જો મળ્યોરે.
જીરે આજ મેંતો ચોળા પર્વત નોતર્યાંરે;
ચોળા તમે તો મારે વડીઓ મુકવા જોગ.
મારે સજન મેળાવો જો મળ્યોરે;
જીરે આજ મેંતો ઘઊંવા પર્વત નોતર્યાંરે.
ઘઉં તમે તો મારે કંસાર કરવા જોગ
મારે સજન મેળાવો જો મળ્યોરે.
જીરે આજ મેંતો મગ પર્વત નોતર્યાંરે,
મગ તમે તો મારે પીઠી કરવા જોગ.
મારે સજન મેળાવો જો મળ્યોરે,

## ગીત ૨૩ મું.

સોનાનો થંભ હીરે જડ્યોરે,
થંભનું નામ ન જાણું વીવા ઘેર આપણેરે;
થંભનું નામ મોતીલાલ વીવા ઘેર આપણેરે.
સોનાનો ગજ હીરે જડયોરે;
ડોશીવાણીયાનું નામ ન જાણું વીવા ઘેર આપણેરે.
ડોશીવાણીયાનું નામ ઝવેરભાઈ વીવા ઘેર આપણેરે:
લાંબી લેખણે લેખા લખેરે,

લેખાવટીયાનું નામ ન જાણું વીવા ઘેર આપણેરે
લેખાવટીઆ હીમતભાઇ નામ વીવા ઘેર આપણેરે
સાંગામાંચીએ બેઠાં પુન કરેરે
પુન્યવંતાનું નામ ન જાણું વીવાહ ઘેર આપણેરે
પુન્યવંતા નવલબાઇ નામ વીવાહ ઘેર આપણેરે
ઓરડામાં લક્ષ્મી વાસો વસેરે,
લક્ષ્મીનું નામ ન જાણું વીવાહ ઘેર આપણેરે.
લક્ષ્મીનું નામ કાશીવહુ વીવાહ ઘેર આપણેરે
બેબેને કોથળી સોને ભરીરે
નાણાવટીયાનું નામ ન જાણું વીવાહ ઘેર આપણેરે
નાણાવટીયાનું નામ માણેકલાલ વીવાહ ઘેર આપણેરે
હાથમાં પાડીયો સોહામણી રે
નીશાળયાનું નામ ન જાણું વીવાહ ઘેર આપણેરે.
નીશાળીયા ભીખાભાઈ નામ વીવાહ ઘેર આપણેરે.
લાંબી પરસાળે બાળકે રમેમરે
બાળકનું નામ ન જાણું વીવાહ ઘેર આપણેરે.
તાંબાના બેડે પાણી ભરેરે
પાણીઆરીનું પરસન વહુ નામ વીવાહ ઘેર આપણેરે.

## ગીત ૨૪ મું.

પાય પાવહડાનેકે કેસરીયા વાધા,
કાને સોનાની લોળેરે, કોઇ વરઘ વધાવો.
એટલે રણછોડ રાય સીમાડે આવ્યા;
સીમાડે છત્ર ઢોળાવોરે, કોઇ વરઘ વધાવો,

એટલે રણુછોડરાય ભાગોળે આવ્યા
ભાગોળે ભેરો વગડાવોરે કોઈ વરધ વધાવો.
એટલે રણુછોડરાય જાનીવાસે આવ્યા;
કલશો સાળીને હાથેરે કોઇ વરધ વધાવો
એટલે રણુછોડરાય ખડકીએ આવ્યા.
ખડકીનાં ખખડયાં છે કમાડરે કોઈ વરધ વધાવો,
એટલે રણુછોડરાય તોરણે આવ્યા,
પુખણું સાસુને હાથેરે કોઈ વરધ વધાવો.
એટલે રણુછોડરાય માયરામાં આવ્યા.
મામાજી કન્યાને પધરાવોરે કોઇ વરધ વધાવો,

## ગીત ૨૫ મું.

ગોતરડો ઉતારોરે ગોરજી વહુ માગે છે સવઇઓ ગોરજી;
વહુનો બાપ ભવઇયો ગોરજી વહુ માગે છે ઢોકડો ગોરજી
વહુનો બાપ બોકડો ગોરજી, વહુ માગે છે બદામ ગોરજી,
વહુનો બાપ હજામ ગોરજી વહુ માગેછે આરસી ગોરજી.
વહુનો બાપ પાસી ગોરજી. ઇત્યાદી

## ગીત ૨૬ મું.

અહશાંતીવેળા ચોરી રીસાઈ એહાં સસરો મનાવે તો મનાઉ.
ઓ લાડણી આછા ઘુંઘટ વહુને વાલેરા લાગે.
કહો તો વહુઆઇ તમને તુશીઓ ઘડાવું તનમનીએ રત્ન જડાવું
ઓ લાડણી આછા ઘુંઘટ વહુને વાલેરા લાગે

## ગીત ૨૭ મું.

લાડણો પાન ચાવે ને રસ ઢોળે;
લાડણો તો વળી વળી પાછું જુવે,
જાણે મારા બાપા સાથે આવે;
જાણે મારા સસરાનો રંગ રાખે.
લાડણો પાન ચાવે ને રસ ઢોળે;
લાડણો તો વળી વળી પાછું જુવે
જાણે મારી માડી સાથે આવે;
જાણે મારી સાસુનો રંગ રાખે
લાડણો તો પાન ચાવેને રસ ઢોળે;
લાડણો તો વળી વળી પાછું જુવે.
જાણે મારા વીરા સાથે આવે;
જાણે મારા સાળાનો રંગ રાખે.

## ગીત ૨૮ મું

ઘોડી તારા મુખડે રતન જડયાંરે બાઇ
રતન જડયાંરે નંદલાલ સેરો અજબ બનીરે બાઇ
વર બાપા તે વર બાપા કોણું સરાવ કહેવાયરે બાઇ
જાન સુંહાડી આગળ જાય શેરો અજબ બનીરે બાઇ
વરબાપા તે વરબાપા આત્મારામ કહેવાયરે બાઇ
જાન સુંહાડી આગળ જાય શેરો અજબ બનીરે બાઇ
ઘોડી તારે મુખડે રત્ન જડયાંરે બાઈ
રત્ન જડયાંરે શેરો અજબ બનીરે બાઇ

વરમાડી તે વરમાડી કેઇ બાઇ કેહેવાયરે
જાન સુંઢાડી આગળ જાય શેરો અજબ બનીરે બાઇ
વરમાડી તે વરમાડી જીવકોર બાઇ કેહેવાયરે બાઇ
જાન સુંઢાડી આગળ જાય શેરો અજબ બનીરે બાઇ

## ગીત ૨૯ મું.

લીલી ઘોડીને પીળો ચાબખો ઘોડી ઘણું ગાજે
લીલડાં જડીત્ર પલાણુ વ્હેવાણુ મારી છન્દે નાચે
છંદે છુંદાવ્યાંરે છુંદણાં ઘોડી પણુ ગાજે
હોંશે રંગાવ્યા કાળા દાંત વ્હેવાણુ મારી છંદે નાચે
ઘોડી ચડી જીયાવર સંચર્યાં ઘોડી ઘણું ગાજે
મોહી રહ્યા ચારે દેવ વ્હેવાણુ મારી છંદે નાચે
હવેને વિશ્વનાથરે મોહી રહ્યા ઘોડી ઘણું ગાજે
ગયામાં ગદાધર દેવ વ્હેવાણુ મારી છંદે નાચે
ચોથલે ઘોળેશ્વર દેવ વ્હેવાણુ મારી છંદે નાચે
ચારોએ મોહી શું કીધાં ઘોડી ઘણું ગાજે

## ગીત ૩૦ મું.

કુંવર હેલ દઇ ઘોડે ચડીયા તારા વેરીને ધાસકા પડીયા
કુંવર દહીંયનાં ગોરસ ખાટાં ત્હારા વેરીનાં હૈડલાં ફાટયાં
કુંવર દહીનાં ગોરસ મીઠાં તારા વહાલાએ અચરત દીઠાં
કુંવર ખુંપે છે અસરો ને મસરો જોવા આવ્યા તે સાસુ ને સસરો
વર ખુંપે તે જડીઆરે બાપ સાજનમાં સોહએ જીયા વરના બાપ

કુંવર ખુંપે તે જડીઆરે હીરા સાજનમાં સોહ્યે જીયા
વરના વીરા
કુંવર ઘોડે છે ફુલની પાખર તારૂ સભા સોતુરે સાજન
કુંવર ઘોડે છે ફુલની વાડી ફરવડી ઝાલો જીયાવરની માડી
કુંવર ઘોડા પાછળ કામધેન રથે બેસે જીયાવરની બ્હેન

## ગીત ૩૧ મું.

બનો ઉમલ્યો આવે છે
" લંકાગઢ વાણુ પુરાવે છે
" બેનડીની ઝાલ ઘડાવે છે
" ઉંમલ્યો ઉમલ્યો આવે છે
" સુતરગઢ વાણુ પુરાવે છે
" ત્યાં થકી સોની તેડાવે છે
" બેનડીની ઝાલ ઘડાવે છે
" ઉમલ્યો ઉમલ્યો આવે છે
" સુરતગઢ વાણુ પુરાવે છે
" ત્યાં થકી જડીઆ તેડાવે છે
" બેનડીની ઝાલ જડાવે છે
" ઉમલ્યો ઉમલ્યો આવે છે
" અમદાવાદના વાણુ પુરાવે છે
" ત્યાં થકી પટવા તેડાવે છે.
" બેનડીની ઝાલ ગંઠાવે છે

બનો ઉમલ્યો ઉમલ્યો આવે છે
એની નગરીમાં ધુમ મચાવે છે
બનો ઉંઘતા લોક જગાડે છે

## ગીત ૩૨ મું.

હાંરે બના મેરી ગલી મત આવો મોતીલાલ બના છજેસી
બેઠક છોડ દો

હાંરે બના છોડદોને દીલ ખોલ દો હાંરે બના મેરી૦
" બના લંકાગઢ વહાણુ પુરાવીએ
" બના ત્યાં થકી સોનાં અણાવીએ
" બના બનડીકી ઝાલ ઘડાવો મોતીલાલ બના છજે૦
" હડમચપડ વહાણુ પુરાવીએ
" બના ત્યાં થકી હીરા અણાવીએ
" બના બેનડીકી ઝાલ જડાવો મોતીલાલ બના છજે૦
" બના સીંધડગઢ વહાણુ પુરાવીએ
" બના ત્યાં થકી મોતી અણાવીએ
" બના બનડીકી ઝાલ પરોવાઓ મોતીલાલ બના છજે૦

## ગીત ૩૩ મું.

હાંરે બના કિન્ને બતાઇ તુને મેરી ગલીયાં
મેરી ગલીયાંરે ગુલાબી છડીયા હાંરે બના કિન્ને૦
હાંરે બના ચીરા તો તેરા લાલ બનીયા
લાલ બનીયારે ગુલાલ બનીયા હાંરે બના કિન્ને૦ ૧

હાંરે બની નીમા તો લાલ બનીયા;
હાંરે બનીયારે ગુલાબ. કિસ્નેઅ ૨
હાંરે બના મોબ્બ તો તેરા લાલ બનીયા
લાલ બનીયારે ગુલાલ બનીયા હાંરે બના કિસ્ને૦ ૩

## ગીત ૩૪ મું,

એક લીલી તે લીલી લીલડી
એને લીલુડી જડીત્ર પલાણુ રે જગલીલડી
મારા સોય ઘોડાને બસેં હાથીઆ
મારા હાથી દેખીને વેવાઇ બી ગયો
મારી કેમ કરી રહેશે લાજરે જગલીલડી
મારા ડીઆ ભાઈએ સાનમાં સમજાવીયા
મારા લલુભાઇએ સાનમાં સમજાવીયા
તમારી ભલેરી રાખીશું લાજરે જગલીલડી.
એક લીલી તે લીલી લીલડી
એક લીલુડી જડીત્ર પલાણુરે જગલીલડી
મારા સોય ઘોડાને બસેં હાથીઆ
મારા ઘોડા દેખીને વેવાઇ બી ગયો
મારી કેમ કરી રહેશે લાજરે જગલીલડી.
મારા ડીયા ભાઇએ સાનમાં સમજાવીયા
મારે મણીભાઇએ સાનમાં સમજાવીયા
તમારી ભલેરી રાખીશું લાજરે જગલીલડી

## ગીત ૩૫ મું.

આ મારૂં વાજીંત્ર કરે ઝમકારા

જેમરે વાગેરે સાજન મળેરે
વાગતું વાગતું પોળમા પેઠું
તો ઘરરે વેવાઈનાં ક્યાંય છે રે
ઉંચલા અવાસને નીચલા દરવાજા
ત્યાં મોતી જડ્યા તોરણુ બારણેરે
ચોકમાં ચંપો પરસાળે નાગરવેલ
તો ગોરીએ દીવા અજવાળીયારે
સાત દીકરડા તું જણુ મોરી ગોરી
તો જેમ દ્રવ્ય ખરચુંને રવ ચડેરે
એક દીકરડી તું જણુ મારી ગોરી
તો સાજન જમાડું ઘર આંગણેરે
આપે આયરામાં આપીરે બેટી
તો માડીએ આપી જોટડીરે
રાસ રચું બેનને સાસરે આપો
તો ભેસ દોવા તામડીરે
ચીરના ચંદરવા જાદરના ગાલેચા
તો મછલી બંદરના ચોરસારે
બુરાનપુરી ઓરી વીજાપુરી ઝાઝી
તો નવારે નગરના વાડકારે
ત્રાંબા તઠીયા પીતળના અખળાયાં
તો નવારે સુખડના પાટલારે
એટલું લેઇ બેન સાસરે જજો
તો લાજ વધારજો આપણીરે

# ભાગ ૨૧ મો.

## ગીત ૩૬ મું.

મારા નવલા વેવાઈ તને વીનવું તારી સાંકડી શેરી વળાવને;
મારા મોટાનું સાજન આવશે તારા ઉકરડા દેખીને લાજશે;
તારાં છઠ્યાં છોકરાંને મારશે, તારાં ઘઇડાં બુઢાંને દાટશે,
તને નફટને નહી લાજરે તને નીર્લજને શું કહીએરે.

## ગીત ૩૭ મું.

કુંવર હેલો દઇ ઘોડે ચડીયા એમના વેરીને ધાસકા પડીયા.
દહી દુધના ગોરસ ખાટાં, એમના વેરીનાં હઇયારે ફાટયાં,
દહી દુધનાં ગોરસ ભરીયાં એમના વાલાનાં હઇયાંરે ઠરીયાં.

## ગીત. ૩૮ મું.

વર તે બહુરે હોંશીલો વર તો બહુરે ખાંતીલો;
એની મરઘાનયણી જુવે વાટરે નગારાં વાગે ધીમે ધીમેરે.
વર તો સોનીડાની શેરી વચ્ચે સંચર્યોરે
વરને ઉતરીઓ વસાવતાં લાગી વારરે નગારાં૦
વર તો માળીડાની શેરી વચ્ચે સંચર્યોરે.
વરને ખુપ વસાવતાં લાગી વારરે નગારાં૦
વર તો ગાંધીડાની શેરી વચ્ચે સંચર્યોરે
વરને શ્રીફળ વસાવતાં લાગી વારરે નગારાં૦
વર તો ડોસીડાની શેરી વચ્ચે સંચર્યોરે
વરને સીરખંદ વસાવતા લાગી વારરે નગારાં૦

વર તો તંબોળીડાની શેરી વચ્ચે સંચર્યોરે.
વરને પાન વસાવવાં લાજ વારૂરે નગીરાં૦ ઈત્યાદી.

## ગીત. ૩૯ મું.

તું તો જમ જમરે જમઈડા કલવો તારી માડી પીરસસે કલવો;
તારી સાસુએ પીરસ્યો કલવો, તારી સાસુ તે હઇયાની ભોળી.
તને ધાંમાં નખશે ભોળી તારી માડી તે હઇયાની કપટી,
તને મીઠું નહી આપે ચપટી તારી આંઠે આવડો શો મચકો.
તને ગોળ ન આપે કદી લચકો;

## ગીત ૪૦ મું.

મારી ઉંધણુ વેવણ જોગેરે તારા ઘર પછવાઢે થઇ રહ્યા છે સોગ્રે
મારા પગ સુજી થયાં થાંભલા પેલી વેવણને લઈ ગયા જાંગલા.
મારા પગ સુજીને થયા આરસી પેલી વહેવણને લઇ ગયા પારસી.

## ગીત ૪૧ મું.

શેરી શેરી ઘુઘરડા વાગે છે.
કોઇ ઉમરાવ જાદો આવે છે.
કોઈ જાણુ કરો પીછાણુ કરો.
પેલા નવલા વેહેવાઇને જાણુ કરો.
પેલા કોડીલા વહેવાઇને જાણુ કરો.
તારી શેરી છે સુંઆળીરે,
તારી ઘર ધણીયાણી કાળીરે.
મારી જાનમાં આવ્યા મોટારે.
વહેવણુ જળ ભરી લાવો લોટારે;
વહેવણુ લેજોરે કંકાવટી,

તારે બારણે આવ્યો નાણાવટી;
વહેવણ લેજોરે સોપારી.
તારે બારણે આવ્યો વેપારી.
વહેવણુ લેજોરે સુપડલું.
તારા સુલા પછાડી મારોરે,
તારે દીકરી જણ્યાનો વારોરે.
તારા સુલા પાછળ ઇંટરે.
તારે દીકરી જણ્યાની રીતરે,
તું તો દીકરી જણી જણી થાકીરે
આંબા કેરીની પેઠે પાકીરે.

## ગીત ૪૨ મું.

હળવે હળવે પોખરે મોટા ટોપારે,
બાળા વરને વાગશે સાઠી ચોખારે.
રવઇયે ના પોંકેશ વહેવાણ.
રવઇયો તારે વલોવા જોઇશું.
સાંબેલે ના પોંકેશ વહેવાણ.
સાંબેલું તારે ખાંડવા જોઇશું
તરાકે ના પોંકેશ વહેવાણ
તરાક તારે કાંતવા જોઇશું
સળીએ ના પોંકેશ વહેવાણ.
સળીઓ તારા બાપના પાળીયાં.
સંપુટના પોંકેશ વહેવાણ,
સંપુટ તારે દીવો કરવા જોઇશું
ધુંસરૂં તારે ગાડે જોઇશું.

# ભાગ ૨૨ મો.

## ગીત ૪૩ મું.

લીંપ્યા ગુપ્યાં ઓરડા સાપોલીયું જાય.
ફુલચંદની પુઠમાં સાપોલીયું જાય.
જાય મુછો મરડતું સાપોલીયું જાય.
જાય ધડાકા લેતું સાપોલીયું જાય.
આ એના બાપા સાપોલીયું જાય.
દીઠું હોયતો મ્હાડરે સાપોલીયું જાય.

## ગીત ૪૪ મું,

સુરત શહેર વસે એક સોનીરે સોની ઘડજે લાકડાની પોંચીરે;
એની પોંચીએ ઝાઝા હીરારે.
બાજુબંધ સરખી પોંચીરે
મુંબઇ શહેર વસે એક જડીઓરે.
જડીયા જડજે લાકડાની પોચીરે,
એની પોંચીયે ઝાઝા આંબારે;
પોંચી લાવે લાકડાના મામારે.
બાજુબંધ સરખી પોંચીરે.
ભરૂચ શહેર વસે એક પટવોરે.
પટવા ગાંઠ લાકડાની પોંચીરે;
એની પોંચીએ ઝાઝી બાપરે,
પોંચી લાવે લાકડાના બાપરે.
બાજુંબંધ સરખી પોંચીરે.

અમદાવાદ વસે એક ઝવેરીરે;
ઝવેરી પારખ લાડકડાની પોંચીરે;
એની પોંચીએ ઝાઝા મોતીરે
પોંચી લાવે લાડકડાની આશીરે
બાજુબંધના સરખી પોંચીરે;
ત્યાં તો નવરંગ માંડવા રચીઆરે;
ત્યાંતો નટવર ચડીયા ઘોડેરે;
વરકન્યા પરણીને ઊઠયારે.

## ગિત ૪૫ મું.

અમારે ઝીરૂ તમારી વલીયારી.
એ બેને પરણાવો વહેવઇયો સંપજ રાખો.
એ બેને બોલે બનશે વહેવઇયો સંપેજ રાખો.
અમારા હીમતભાઇ તમારી પરસન વહુ એ બેને પરણાવો.
વહેવઇઓ સંપજ રાખો એ બેને બોલે બનશે વહેવઇઓ.
સંપજ રાખો. એ બેને જુગતે જોડું વહેવઇઓ સંપજ રાખો

## ગીત ૪૬ મું.

વર કન્યા કંસાર જમે વહેવણુની તો દાઢ ગળે.
લાડાને કંસાર ન ભાવેરે લાડી તો ઠુચે ઠુચે મારેરે.
લાડો તો સકાળમાંથી આવ્યોરે લાડી તો દુકાળમાંથી આવીરે

## ગીત ૪૭ મું.

વર કન્યા કંસાર જમે જાનઇયાની દાઢ ગળે,
કોહીઓ કંસાર આપે તો ખાઇયેરે;
નહી તો આશા મુકી ઘેર જાઇયેરે.

## ગીત ૪૮ મું.

એક ઝારા ઉપર ઝારીરે એતો કન્યા થઈ અમારીરે.
એતો અમારાં કહ્યાં કરશેરે એનીમાને મોઢે મુતરશેરે.

## ગીત ૪૯ મું.

સામાં ઓરડામાં અધમણ જીરૂં
જીઆવર પરણે હું તો ઘડીએ ના ધીરૂં
તળાયા ઘીના ઘેબર અને મીઠાં લાગે,
સામા ઓરડામાં અધમણ અડદી;
જીઆવર પરણે હું તો જોઇને હસતી.
તળાયાં ઘીમાંનાં ઘેબર મીઠાં લાગે.
સામા ઓરડામાં અધમણ મીઠું,
જીઆવર પરણે મેં તો અચરજ દીઠું
તળીઆં ઘીમાંનાં ઘેબર મુજને મીઠાં લાગે.

## ગીત ૫૦ મું.

લાડી આપી પાડી આપી જાનઇયાની માડી આપી
તોય લડવા માંડ્યા હેઠરે
અમે ધુઢરીયાં અઢ જીત્યાંરે આનંદ ભલાં
લોકો કહે મોતીભાઇ જુઠારે આ૦
એતો દીકરો પરણાવીને ફુટ્યારે આ૦
લોકો કહેતા ફુલચંદ ભાઈ સાચારે આ૦
એતો દીકરો પરણાવીને નાચ્યારે આ૦

## ગીત ૫૧ મું.

અમે આવ્યાતાં રંગભેર રમવારે અમે આવ્યાતાં પરસનવઢુને લેવારે.

અમે આવ્યાતાં પરસન વહુને જોવારે
એના જોયામાં શું જોશોરે.

## ગીત ૫૨ મું.

ત્રાંબા કુંડી તે નગર સોહામણી,
માંહી ભરીયાંરે ગવરીનાં ધીઅ, સાહેલીરે આંબો મોરીઓ,
મારા કીયા ભાઈના વાજીંત્ર વાગીયાં,
પેલા વેવાઇનારે પડયાં નીશાન, સાહેલીરે આંબો મોરીઓ,
તાંબા કુંડી તે નગર સોહામણી, માંહી ભરીયાંરે ગવરીનાં ધીઅ. સા.
મારા કીયા ભાઈની મેડીએ દીવા બળે,
મારા વાડીલાલની મેડીએ દીવા બળે.
પેલા વહેવાઇનાંરે ઘોર અંધારાં
સાહેલારે આંબો મોરીઓ.
તાંબાકુંડી તે નગર સોહામણી.
માંહી ભરીયાંરે ગવરીનાં ધીઅ.
સાહેલીરે આંબો મોરીઓ.
મારી કેઇ વહુને પેહેરણુ સાડી ભલી.
મારી રતીવહુને પેરણુ સાડી ભલી.
પેલી વહેવાણનેરે લઈ ગયા ચોર,
સાહેલીરે આંબો મોરીઓ. ઇત્યાદી.

## ગીત ૫૩ મું.

એના માંડવે નથી કાંઈ વાંસ વળી, એના ઘરમાં નથી કોઇ ધારણી.
એના ઘરમાં ફુલચંદ મટકો મારે પેલા વખતા બીચારાનું કાંઇ ન ચાલે
એના આણ્યા તાણ્યાને શુંરે ગણીએ; એના આણ્યા તાણ્યાને શુંરે ગણીએ;
પુંજીભાઇના પરવારને શુંરે ગણીએ.

## ગીત ૫૪ મું.

ઉંડા વેવાઇ ભીંત પડે,
ભીંત પડે તો પડવા દો ઠાલું ડેઝર ભરવાદે;
આગળ ફુલચંદ પરણ્યાતા ઠાલું ડોજર ભર્યુંતું
હવે પાનાભાઇ પરણે છે ઠાલું ડેઝર ભરેછે

---

## ગીત ૫૫ મું.

એના ઘર પછવાડે ઇંટ પડી એને દીકરી જણ્યાની રીત પડી.
એના ઘર પછવાડે બાવળીઓ એને દીકરી જણ્યાનો વાવળીઓ
એના બારણે ગોમતીનો ગારો, એને દીકરી આપ્યાનો છે વારો.

---

## ગીત ૫૬ મું.

જીરે સરસ્વત સ્વામીને વીનવું રે
જીરે ગણપત લાગુ પાય મારૂં તોરણીયું હીરે જડયુંરે
મારે હીમતભાઇને ધીરજલાલનાં જોડવાંરે,
પેલો વહેવાઇને બીલાડાની જોડ મારૂં૦
મારી રતીવહુને જીવકોર વહુનાં જોડવાંરે,
પેલી વહેવાણને ભુંડણની જોડ મારૂં૦

## ગીત ૫૭ મું.

પેલો વહેવાઇ બાળ કુંવારોરે, મારૂંજી દયારામનો કેવડો.
એને કુતરી સાથે પરણાવોરે, મારૂંજી૦
એ કેમ કરી બોલડાં બોલેરે, મારૂંજી૦
કુતરી ભસશે વેવાઇ બોલશે, એમ કરી બોલડા બોલશે.

# ભાગ ૨૩ મો.

## સીદ્ધરાજ અને જસમા ઓડણની ગરબી.

ગાજે પાટણપુરમાં ગરવી ગુર્જરનો ધણીરે,
સાચો સમજો પેલો સોલંકી સીદ્ધરાજ;
જેની કીર્તી વ્યાપી રહી આ જગમાં ઘણીરે;
તેણે લોકો કાજે વાવ કુવા બંધાવીઆરે
મોટાં માનસરોવર દેવળ ધર્મ વિસાળ;
પોષી સર્વ પ્રજાને શત્રુ સર્વ નમાવીઆરે,
તેણે પાટણ પાસે એક સરોવર આદર્યુંરે,
ખોદે ખાડા ત્યાંતો માળવી ઓડણ અનેક;
નાંખે ઓડણો મટોડા માથે લઇ પળુરે.
પાળે વડની ડાળે ઝુલે બાળક પારણેરે,
માટી લેતાં જસમા ઝુલાવે નીજ બાળ;
વળતાં મુખડું દેખી જાય કુંવરને વારણેરે;
સાદા વેષે ફરતાં રાજાએ દેખી પરીરે;
જાતે રૂપાળી રંગીલી પરમ ચતુર;
પાસે જઇને રાજા કહે છે સુણ તું સુંદરીરે,

સીદ્ધરાજ—માટી સારવાને આ કોમળ કાયા કરી નથીરે,
પાળે બેસીને રીઝાવ તું તારૂં બાળ;
બીજી ઓડણો છે કામ કરે તારી વતીરે.

 જસમા—જસમા કહેછે રાજા કામ કરી ખાવું ગમેરે,

મુજને બેસી રહેતાં વાધે અંગમાં રોગ;
મારા નવડા દાડા બેઠે નવ જાયે કદીરે,

સીદ્ધરાજ—જસમા જંગલમાં વસવાને તું સરજી નથી રે.
મારા નગર તણો તું આવીને જો નોક,
પાટણપુરની શોભા હું તુજને શું કહું કથીરે.

જસમા—નગરે અંધારી શેરીને ઉંચી મેડીઓરે.
તેમાં માણસ આડે ચાલ્યાનો નહી માગ;
જાણે ઉનાળે ઉભરાતી દેખું કીડીઓરે.

સીદ્ધરાજ—જસમા માણસ બહુ દેખીને શું ઘેલી બનીરે,
તારા હલકા મનમાં ઉઠે હલકા ઘાટ;
ન કળે ખાખરની ખીસકોલી સાકર સ્વાદનીરે.

જસમા—રાજા મેલાં મન માણસનાં મેલા શહેરનારે.
મેલી ગલીઓમાં મારે છે દુર્ગંધ;
મેલાં ઝેર તણાં જીવો તે જીવે ઝેરમાં.

સીદ્ધરાજ—જસમા રાજાના દરબારો તેં દીઠા નથીરે,
તેમાં બાગ બગીચા ખીલે ફુલ ગુલાબ,
મોટા હોજ ફુવારા ઉડે જોસથીરે.

જસમા—રાજા જંગલ આગળ બાગ બગીચા ધુળ છે રે,
જેવો સુરજ આગળ તારાનો ચળકાટ;
મારા જંગલની મોજે તો મોંઘે મુલ છે રે.

સીદ્ધરાજ—જસમા જંગલની વાતો તું આજ વિસારજેરે.
મીઠા નગ્મા ને સારંગ કેરા સુર,
સાંભળવાને કાજે તું મહેલ પધારજે રે.

**જસમા**—રાજા નવ રીઝું સારંગી કેરા સુરથી રે,
મેના મોર બપૈયાં ટેવ્યા છે મુજ કાન,
વાતો કોયલના ટૌકાની તો કહેતા નથી રે.
**સીદ્ધરાજ**—ઓડણ આવો તો ઊતારૂ મેડી માળીએરે,
રહેજો મિત્ર સહોદર સર્વ સંબંધી સાથ;
તમને પ્રાયજનો માનીને નીશદીન પાળશુરે
જસમા—મારે ઓડણને ઊતરવા જોઈએ ઝુંપડીરે.
મેડી માળે ચઢતા મુજને આવે ફેર;
પડતાં પગ ભાગેને કાયા થઇ જાય કુંબડીરે.
**સીદ્ધરાજ**—ઓડણ આવે તો પીરસાવું મેવા ચુરમાંરે.
ઝુલે હાથી ઘોડા ગુર્જર પતીને દરબાર;
તેને દેખીને હરખાશો ઓડણ ઉરમાંરે.
જસમા—મારે ઓડણને તો વાળુ જોઇએરે ઘેંસનારે.
રાજા શું છે મારે હય હાથીનું કામ;
દહી ને દુધ મજેના મારે બુરી ભેસનાં રે,
**સીદ્ધરાજ**—ઓડણ માગી લ્યોને આછા સાળુ ઓઢણાંરે
હીરા માણેક મોતી સોનાના ભંડાર
આવી કંચનવરણી કાયા પર શોભે ઘણુંરે.
જસમા—છાયલ ટકશે આછાં સાળુ તો ફાટી જશેરે,
નાખું ધાસ ચણોઠી ગંઠી કંઠે હાર;
પહેરૂં ફુલ તણી માળા તો પરણ્યો રીજશેરે.
**સીદ્ધરાજ**—જસમા કહે તું મુજને કેવો છે તારો પતીરે,
તારા જેવી સમજુ નારી જેને ઘેર;
એના જેવો સુખીઓ આ જગમાં બીજો નથીરે.

**જસમા**—પેલો કેડ કસીને કામ કરે મારો પતીરે,
જેના મોળીયામાં મહેકે છે બહુ ફુલ;
જેના કોદાળીના ઘાથી ધરતી ધ્રુજતીરે.

**સિદ્ધરાજ**—જોને કામ કરતાં એ ન્યાળે તારા ભણીરે,
એના મનમાં તારો પુરો નહી વિશ્વાસ;
તારી બુઝ ન જાણે જસમા એ તારો ધણીરે.

**જસમા**—રાજા સાચાને ભય લેશ નથી સંસારમારે,
મારા પતિને મારો સંપુર્ણ વિશ્વાસ;
હું તો અન્ય જનોને ભાઇ ગણી રહું બારમારે.

**સિદ્ધરાજ**—જસમા રાણા ને રાજાને હું તાબે કરૂં રે,
મોટા મહારથી પણ ન આપે સામો બોલ
તારા આગળ હું નવ અમલ ચલાવા આદરૂંરે.

**જસમા**—રાજા કાયા ને માયા પર બળ નૃપનું વરતુરે,
પ્રભુએ જીવ ધર્યો છે જુદો કાયા માંય;
બારે ભુપ તણું પણ તે પર ન ચાલે કશુંરે.

**સિદ્ધરાજ**—જસમા દ્રઢતા તારી દેખી વિસ્મય થાય છેરે,
આવાં દંપતીને પણ આખર હોય વિયોગ;
મિથ્યા આ જગના સુખ માટે મન મુંઝાય છેરે.

**જસમા**—રાજા કોઇ ન જાણે કાલે મારૂં શું થશેરે.
એવી અલ્પ જીંદગી માણે આ સૌ લોક;
રૂડી રહેણી સુખ પરલોકે પુરણ આપશેરે.
એવું કહીને જસમા ટોપલી લઇ પાછી ફરીરે.
રાગે લીધો વળતી પાટણ કેરો પંથ;
થઇ છે જસમાના પતિવ્રતની જેને ખાતરીરે.

॥ ॐ ॥

# સતી સાવિત્રી ચરિત્રનો ગરબો.

( પુનમ ચાંદની ખીલી પુરી અહીંરે ) એ રાગ.

કવિ—રૂડા અશ્વપતિ રાજાની ડાહી દીકરીરે,
જેનું સતી શિરોમણી સાવિત્રી છે નામ;
જેણે સ્વામીને છોડાવ્યો યમપાશથીરે,
જેણે સકળ જગતમાં અમ્મર કીધું નામ,
તેના ઉત્તમ ગુણની ગરબી ગાઓ સુંદરીરે. ૧

રાજા એક હતો ઘરડો ને આંખે આંધળોરે,
તેનું શત્રુએ લઈ લીધું રાજ્યાસન,
તેથી જંગલમાં જઇ બાંધ્યું તેણે ઝુંપડુંરે;
તેને સત્યવાન નામે લાડકડો તન,
કરતો માતપિતાની સેવા પુરા પ્રેમથીરે. ૨

જેની કંચનવરણી કાયા વાણી મીઠડીરે,
મીઠા મહેરામણના જેવો ગુણ ગંભીર,
ઘરડાં અંધ પિતામાતાની જાણે લાકડીરે;
રે'તો માતપિતાની આજ્ઞાને આધીન,
તેના સાથે વરવા સાવિત્રીએ આદર્યુંરે ૩

નારદ—ત્યાં તો નારદજી સમજાવે બાળા ઘેલડીરે,
તેની સાથે વરતાં થાશે મોટી હાણ,
એનો આવરદા તો એક વર્ષ બાકી રહ્યોરે;

માટે ના કરતી તું વગર વિચાર્યું કામ.
બીજા રાજકુંવર રૂપાળાની સાથે વરોરે. ૪

સાવિત્રી—ત્યારે સાવિત્રી બોલી નારદજી સાંભળોરે,
લખિયા લેખ લલાટે મિથ્યા નહિ થાનાર,
મ્હેં તો મનથી માન્યો તે પરમેશ્વર માણરોરે;
મ્હારો નિશ્ચય કોટી કલ્પે નહિ ફરનાર,
માટે એ વરની સાથે સગપણ મારૂં કરોરે. ૫

કવિ—જોઈ ઓડગપણું પુત્રીનું રાજાએ પછીરે;
દીધું સત્યવાનની સાથે કન્યાદાન,
રૂડા રાજ્યમહેલની વસનારી વગડે વસીરે,
ત્યાગી અંબર જુનાં વસ્ત્ર કર્યાં પરિધાન.
સ્નેહે સ્વામી સસરા સાસુની સેવા સજીરે; ૬
જેણે કદાપિ ભુમિપર પાય કદી દીધો નથીરે,
જેના પડતા બોલ ઉપાડે દાસી દાસ,
જેની કોમળ કાયા ફુલ શૈયાપાર લોટતીરે;
તેણે પર્ણકુટીમાં પ્રેમે કીધો વાસ,
મનથી માન્યું મારા વૈભવમાં બાકી નથીરે. ૭
ત્યાં તો જળના રેલાસમ દિવસો જાતા હતારે,
બાળા નારદજીનાં વચન કરંતી યાદ,
મનમાં ભય ધરતી નવ કરતી કોને વારતારે;
મનથી ગોઠવતી શું કરવા તેના ઘાટ,
રજની દિવસ વિચારો એના એ મનમાં થતારે. ૮
દા'ડા ચાર રહ્યા આવરદાની અવધી તણારે.
સતીયે તે સમયે ત્યાં અન્ન જળ કીધું ત્યાગ,

જોડયું ચિત્ત પ્રભુમાં ધારીને શુભ ધારણારે;
સોંપ્યું શ્રીહરિના ચરણે પોતાનું ભાગ્ય,
સાવિત્રી—મારી વ્હારે ચડજો હે દિનબંધુ શામળારે. ૯
જાણ્યું સાસુ સસરે વહુઅર સંકટ વેઠતીરે,
સાસુ સસરા—શાને માટે કરતી અન્ન ઉદકનો ત્યાગ;
શાણી શા માટે તું કારણ કંઇ કહેતી નથીરે;
કષ્ટે કરમાશે કોમળ આ ત્હારી કાય,
વહુઅર આ વયમાં વ્રત કરવાં યોગ્ય તને નથીરે. ૧૦
કવિ—દુ:ખમાં દા'ડા ચાર વિતાવ્યા વ્રત વિધિએ કરીરે,
આવ્યો સ્વામી સ્વર્ગ સિધાવા કેરો દિન,
સાવિત્રી—આજે ના થાઉં અળગી હું મારા નાથથીરે;
કવિ—એવો નિશ્ચય કીધો સાવિત્રીએ મન,
સ્વામી સંગે રે'વા તૈયારી છાની કરીરે. ૧૧
ત્યાં તો સત્યવાન માબાપ તણે ચરણે નમેરે,
કરમાં લઇ કોવાડો કાષ્ટ કાપવા જાય,
ત્યારે સાવિત્રી સ્વામીને છાની વિનવેરે;
સાવિત્રી—આજે વન જોવાની મુજને ઇચ્છા થાય.
માટે સંગાતે લઇ જાઓ સ્વામી મુજનેરે. ૧૨
સત્યવાન—ઘેલી નારી ત્હારી છે કોમળ કાયા ઘણીરે,
ત્હારી કનકલતા સરખી કાન્તિ કરમાય,
વ્હાલી વગડામાં ઝાઝા કંટકને કાંકરારે;
ત્હારી પંકજ સરખી પગ પાની છુંદાય,
માટે હઠ મેલી અલબેલી ઘરમાંહી રહેરે. ૧૩

સાવિત્રી—સ્વામી તમ સંગાતે જંગલ મંગળ લાગતુંરે,
ઘરમાં તમ વિણ મુજને ધરતી ખાવા ધાય,
હું તો પગલે પગલે પંથે તમ પુઠે રહુંરે;
મુજથી આપ વિના એકલડી નહિ રહેવાય,
માટે સંગાતે લઇ જાઓ સ્વામી મુજનેરે,
સત્યવાન—નારી જો મુજ સંગે આવ્યાની ઇચ્છા કરોરે,
આજ્ઞા માગો જઇને માતપિતાની પાસ,
આજ્ઞા આપે તો ચતુર ચાલો મુજ સંગમાંરે;
વ્હાલી વડીલ જનોની આજ્ઞા નવ લોપાય,
લખિયું શાસ્ત્ર પુરાણે જાણુંછો સરવે તમોરે. ૧૫

કવિ—આજ્ઞા માગીને ચાલ્યાં આનંદે દંપતીરે.
પંથે કરતાં પ્રેમે વિધવિધ વાત વિચાર.
મુખ મલકાવે પણ સાવિત્રીને ચિન્તા અતીરે;
રાખે પળ પળ પોતે સ્વામીની સંભાળ,
મનમાં ધીરજને ધારે સંભારે શ્રીહરિરે. ૧૬
આવ્યાં ગાંઢા વનમાં નરનારી બે સાથમાંરે,
વીણ્યાં ફુલ અને ફળ ઇચ્છાની અનુસાર,

——✕✽✽✕——

# ભાગ ૨૪ મો.

પળતી કોવાડો લીધો પોતાના હાથમાંરે;
લાગ્યો કાષ્ટ કાપવા સત્યવાન તે વાર,
એનો આવરદા તો તે સમયે પુરો થયોરે,
લાગ્યો થાક ઘણો ને અંગો લાગ્યાં ધ્રુજવારે,
આવી તમ્મરને રૂંધાયા તેના પ્રાણ,
મુકી કાષ્ટ કાપવાં આવ્યો સાવીત્રી કનેરે;
સત્યવાન—વ્હાલી ઓચિન્તી આવે છે તનમાં તાણ,
શાણી નહિ સમજાતું દુઃખ ઘણું થાતું મ્હનેરે. ૧૮

સાવિત્રી—મારા નાથ તમારાં સંકટ હરજો શ્રીહરીરે,
તમને કુળદેવી વનદેવીની રક્ષાય,
ઘરડાં માતપિતાની સેવાના પુણ્યે કરીરે;
મ્હારે આવીને વિશ્વેશ્વર કરશે સ્હાય,

કવિ—એવું કહીને બેઠી મસ્તક ખોળામાં ધરીરે. ૧૯
ત્યાં તો યમરાજા આવી સામા ઉભા રહ્યારે,
જેના વસ્ત્ર તણો દીસે છે રાતો રંગ,
જેને માથે છે મુગટ ને કુંડળ કાનમાંરે.
દેખી સાવીત્રીને કાયે ઉપજ્યો કંપ,
તો પણ ધીરજને ધારી બોલી તે સુંદરીરે. ૨૦
સાવિત્રી—હે, છે સાવિત્રી છો કોણ તમે સાચું કહોરે,
નક્કી લાગો મુજને દેવ તણા અવતાર,

આવ્યા શા માટે ને શું કરવા મનમાં ચહોરે;
મારા મનમાં શંકા થાયે અપરંપાર,

કવિ—એવું બોલી શિર નમાવી સાવિત્રી રહીરે ૨૧

યમરાજા—હું તો છું યમરાજ સાંભળ ઓ શાણી સતીરે.
આવ્યો છું ત્હારા સ્વામીને લેવા કાજ.
એના આવરદાની આજ અવધ પુરી થતીરે;
ત્હારા સ્વામી પરનો સ્નેહ હવે વિસાર.

કવિ—નાંખી પાશ પકડિયો સુક્ષ્મ દેહ એવું કહીરે. ૨૨
દેખા બંધાયેલા સ્વામી કેરા દેહનેરે;
સતીએ તે સમયે કરવા માંડયું કલ્પાંત.

સાવિત્રી—બાંધીને ક્યાં લઇ જાઓ છો મારા નાથનેરે;

કવિ—એવું કહીને દીધો યમરાજાને સાદ,
ચાલી પડછાયાની પેઠે પાછળ સુંદરીરે ૨૩

યમરાજા—બોલ્યા ત્યાં યમરાજા સાંભળ હે શાણી સતીરે,
જા તું પાછી ત્હારા આશ્રમમાં આવાર,
ત્હારા સ્વામીની કર અંતક્રિયા વિધિએ કરીરે;
જેથી થાયે તેના જીવ તણો ઉધ્ધાર,
નારી નાહક શ્રમ કરવાથી ફળ કશુંએ નથીરે ૨૪

સાવિત્રી—બોલી સાવિત્રી સુણો યમરાજા વિનતીરે.
મ્હારા નાથ વિના હું પાછી નહિ ફરનાર,
જ્યાં લઇ જાશો ત્યાં આવું પણ સંગ તજું નહીરે;
સ્વામી વિના છે સુનો સઘળો સંસાર,
જાતાં એકલડી ઘર જીવ્યાથી મરવું ભલુરે ૨૫

પુછું યમરાજા હું ઉતર આપો મુજનેરે;
જગમાં નરનારીનો સત્ય સંબંધ મનાય,
પણ જો બાંધીને લઇ જશો મ્હારા નાથનેરે;
મ્હારો પતિવ્રતાનો ધર્મ કેમ સચવાય,
તેનો ઉતાર આપીને વળતી ડગલું ભરોરે. ૨૬

યમરાજા—શાણી અમૃત સરખી વાણી ત્હારી સાંભળીરે,
મ્હારા અંતરમાંહી ઉપજે છે અનુરાગ,
ત્હારી ઇચ્છામાંહી આવે એવું ઓ સુંદરીરે;
ત્હારા સ્વામીના જીવિત વિણ બીજું માગ,
ત્હારી ઇચ્છા પુરણ કરવા હું ઉભો અહીંરે. ૨૭

સાવિત્રી—મ્હારા સસરા છે ઘરડા ને આંખે આંધળારે;
ત્હેની રત્નસમી બે આંખો સારી થાય,
આવે તેજ સુરજના સરખું બન્ને આંખમાંરે;
અંગે વૃદ્ધપણાનું દુઃખ કદી નવ થાય,

કર્તા—એવું બોલીને સાવિત્રી કર જોડી રહીરે ૨૮

યમરાજા—ત્હારા સસરાની આંખો નારી સારી થશેરે,
વધશે સુરજના સરખું આંખોનું નુર,
ત્હેની વૃદ્ધપણાની પીડા સઘળી વામશેરે;
માટે જા પાછી પુત્રી આવી બહુદુર,
ઝાઝું ચાલ્યાથી ઓ શાણી શ્રમ તુજને થશેરે. ૨૯

સાવિત્રી—બોલી સાવિત્રી કર જોડી યમરાજ સુણોરે,
મ્હારે વસવું જોઇએ સદાય સ્વામી પાસ,
મુજને શ્રમ નવ લાગે સ્વામી સંગે આવતાંરે,

સ્વામીથી દૂર વસતાં તનમાં પ્રગટે ત્રાસ;
જગમાં નાથ વિના નારીનું જીવ્યું ધીક્કાર છેરે   ૩૦
તમને જોતાં યમરાજા શ્રધ્ધા સુજને થતીરે,
મ્હારા મનમાં ઇચ્છા પ્રશ્ન કર્યાની થાય,
શાણાઓ કે'છે કરવી સજ્જનની સંગતીરે;
તે તો પુર્વ જન્મના પુણ્યેથી બંધાય,
સજ્જનની સંગતીનું ફળ મિથ્યા જાતુ નથીરે   ૩૧

યમરાજા—પુત્રી વાણી ત્હારી અમૃત સરખી લાગતી રે,
મ્હારા અંતરમાં ઉપજાવે છે અનુરાગ,
ત્હારા સ્વામીના જીવિત વિના બીજું ફરીરે;
મ્હારી પાસેથી પુત્રી મનગમતું માગ્ય,
ત્હારી ઇચ્છા પુરણ કરવા હું ઉભો અહીરે.   ૩૨

સાવિત્રી—મ્હારા સસરાજીનું રાજ્ય દબાવ્યું દુશ્મનેરે,
તેથી કીધો છે વગડામાં આવી વાસ,
તેનું રાજ્ય ગયેલું સરવે પાછુ સોંપડેરે;
નિત્યે ધર્મ રહે અંતરમાં પુરી વાસ,

કવિ—એવું બોલીને સાવિત્રી કર જોડી રહીરે   ૩૩

યમરાજા—પુત્રી સસરા ત્હારા રાજ્ય ગએલું પામશેરે,
મળશે મનગમતા વૈભવ ઓ શાણી નાર,
ત્હેની ધર્મ વિશે દઢ શ્રધ્ધાની વૃધ્ધિ થશેરે;
પાછી વિચર હવે પુત્રી નવ કરતી વાર,
ત્હારી દેહે દુઃખ થશે ઓ કુળવંતી સતીરે.   ૩૪

**સાવિત્રી**—મ્હારા દુ:ખ વિશે બાકી શી ? યમરાજ કહોરે.
મ્હારી નજરે બંધાયેલા દેખું નાથ,
મ્હારે શું સુખ ભોગવવાને જાવું આશ્રમેરે,
સુખમાં દુ:ખમાં પણ રે'વું સ્વામીની સાથ,
મ્હારે સ્વર્ગ તણાં સુખ શું કરવાં સ્વામી વિનારે   ૩૫
રાખો સકળ જગતને નિયમ મહી નિત્યે તમેરે .
આપો કર્મ તણાં ફળ સર્વેને તત્કાળ.
રાજા રંક શત્રુ ને મિત્ર ગણો સરખા તમેરે
તેથી નામ તમારૂં ધર્મરાય કહેવાય,
શરણે આવેલાનું સંરક્ષણ કરતા તમેરે   ૩૬

**યમરાજા**—શાણી વચનો ત્હારાં અંતર મ્હારૂં ઠારતાંરે,
જેવી તરસ્યાને પાણીથી તૃપ્તિ થાય,
પુત્રી ના શરમાતી મ્હારી પાસે માગતાંરે;
બીજું ત્હારા સ્વામીના જીવિત સિવાય,
ત્હારી ઈચ્છા પુરણ કરવા હું ઉભો અહીરે.   ૩૭

**સાવિત્રી**—મ્હારા તાત તણું ઘર પુત્ર વિના સુનું દિસેરે.
ત્હેને આપો ગુણીયલ સો પુત્રો યમરાય,
તેના વંશ તણી આ વિશ્વ વિશે કીર્તિ વધેરે.
મ્હારાં માતપિતાનાં સંકટ સરવે જાય,

**કવિ**—એવું બોલીને સાવિત્રી કરજોડી રહીરે   ૩૮

**યમરાજા**—ત્હારા તાત તણે ઘર ગુણીયલ સો પુત્રો થશેરે,
થાશે દશે દિશામાં વંશ તણો વિસ્તાર.
ત્હારાં માતપિતાનાં સંકટ સર્વ ટળી જશેરે

તુજને આપ્યું ત્હારી ઇચ્છાની અનુસાર.
આવી દુર ઘણે પુત્રી જા તું પાછી હવેરે ૩૯

સાવીત્રી—મ્હારા સ્વામીની સંગે છું તો કયાં દુર છુંરે;
મારૂં મન તો દોડે છે એથી પણ દુર,
સ્વામી સંગે રે'વું એ ભુષણ સતીઓ તણુંરે;
ત્યાગી કાયાને છાયા કયાં જાએ દુર,
સ્વામીના વિરહે સતીઓનું જીવ્યું દોહલુંરે ૪૦

રાખે પુર્ણ ભરોસો સજ્જનનો જગના જનોરે,
વિનંતી કરતા સજ્જનનો રાખી વિશ્વાસ,
શત્રુ મિત્ર સદા સરખા માને છે સજ્જનોરે;
આવે નહિ સુરજમાં અંધારાનો ભાસ,
સજ્જનની સજ્જનતા કદિયે પલટાતી નથીરે ૪૧

યમરાજા—ત્હારાં વચનો વાણી અમૃતથી પણ મીઠડાંરે,
મુજને તે સાંભળતાં આવે પ્રેમ અથાગ
મ્હારી પાસેથી વરદાનો ત્હારા હિતનાંરે;
ત્હારા સ્વામીના જીવિત વીણ બીજું માગ,
ત્હારી ઇચ્છાને આધીન બની ઉભો અહીંરે ૪૨

સાવીત્રી—મુજને આપો તો યમરાજા માગું એટલુંરે
મ્હારા સ્વામીથી સો પુત્રો મુજને થાય,
મ્હારા કુળનું આ જગમાંહી માન વધે ગણુંરે;
મ્હારી વડીલ જનોના ચરણે પ્રીતી થાય,
એવું બોલીને સાવીત્રી કર જોડી રહીરે. ૪૩

**યમરાજા**—તુજને તેજસ્વી સો પુત્રો એ બાળા થશેરે,
તમ્હારા કુળતું ઝાઝું વધશે જગમાં માન,
ત્હારી વડીલ જનોના ચરણેપ્રીતી વાધશેરે;
માટે જા પાછી ઘર તું થાશે હેરાન,
એવું બોલીને યમરાજા લાગ્યા ચાલવારે. ૪૪
**સાવીત્રી**—બોલી સાવીત્રી સુણો યમરાજા વિનતીરે,
આપો ઉતર મારા પ્રશ્ન તણો! આ વાર,
મોટા માણસના વચનો મિથ્યા જાતાં નથીરે;
બોલ્યું અણબોલ્યું મોટા જનનું નવ થાય,
જાયે પ્રાણ પરંતુ વચન થકી ફરતા નથીરે. ૪૫
થાવા સો પુત્રો વરદાન તમે આપ્યું મનેરે,
તે તો કેમ સત્ય થશે મહારાજ,
બાંધી લઇ જાવા ધારો છો મારા નાથનેરે;
પળશે કેમ કરીને વચન તમારૂં આજ,
**કવી**—એવું બોલીને સાવત્રી કરજોડી રહીરે. ૪૬
**યમરાજા**—પુત્રી ધન્ય ત્હને સાચો છે નિશ્ચય તાહરોરે,
બાળા ત્હેં મુજને વચને બાંધ્યો આ વાર,
આજે નિશ્ચયના બળથી ત્હેં વશ મુજને કર્યોરે;
લે આ છોડુ છું પુત્રી તારો ભરથાર,
પામ્યો વર્ષ ચારસોનું આયુષ તારો પતીરે. ૪૭
મ્હારાં સૌ વરદાનો ફળશે તુજને દંપતીરે,
જગમાં ઘર ઘર નરનારી ગુણ ત્હારા ગાય,
પામી સુખ જગતમાં અંતે થાશો સુમતીરે;

કવિ—એવું કહીને અંતરધ્યાન થયા યમરાય,
વાગ્યાં દેવ દુઃદુંભી પુષ્પ તણી વૃષ્ટિ થઇરે, ૪૮
વળતી આવ્યાં આશ્રમમાં સંગાતે દંપતીરે,
સતીના અંતરમાં આનંદ અતિ ઉભરાય,
સહુને વીતકની વાતો વિસ્તારીને કહીરે;
પ્રેમે લાગ્યાં બન્ને વડિલ જનોને પાય,
આપે અંતરની આશિષો સૌ નરનારનેરે, ૪૯
સરવે વરદાનો યમરાજાનાં સાચાં થયાંરે,
મળિયા વૈભવ સઘળા પામ્યાં સુખ તમામ,
અંતે શ્રીહરીને શરણે વસિને સુખિયાં થયાંરે;
બોલો જય જય કહે છે મિત્ર બુલાખીરામ,
ગાતાં શિખતાં સરવે સદવર્તન શાળી થજોરે. ૫૦

સમાપ્ત.

# જાહેર ખબર.

| | | | |
|---|---|---|---|
| સદેવંત શાવળીંગા | ૦—૮—૦ | હાસ્યનો ફારસ | ૦-૧૨- |
| ગજરામારૂ મોટી | ૦—૮—૦ | ચતુર સુંદર ચોવીસ ભાગ | ૦-૧૨- |
| બરાસ કસ્તુરી | ૦—૮—૦ | માન મુસાફર | ૦—૮- |
| સુંદર કામદાર | ૦—૮—૦ | જસમા ઓડણ | ૦—૫- |
| પારસમણી | ૦—૮—૦ | કબીર કાવ્ય | ૩—૮- |
| ભજન સાગર | ૦—૮—૦ | ઓખાહરણ | ૦-૧૨-૦ |
| હોથલ પદમણી | ૦-૧૨—૦ | શીવપુરાણ | ૪—૮—૦ |
| છેલ જરાર | ૦-૧૨—૦ | ભારત મોટું | —૦—૦ |
| કાનો કુભાર | ૦—૬—૦ | સરળ વૈદ્ય | ૮—૦ |
| કળિકૌતક | ૦—૮—૦ | કૃષ્ણ ભક્ત નરસિમહેતા | ૦-૧ |

ભયંકર ભુતાવળીનો ગેબી ચમત્કાર ૦—

એ સીવાય અમારી પાસેથી તમામ જાતનાં પુસ્તકો સા તથા છુટક મળી શકશે.

પુસ્તકો છપાવનાર,

**બુકસેલર મંગળદાસ બેહતારામ શાહ**

ઠે. રીચીરોડ–અમદાવાદ.